પ્રકાશન નંબર : ૫૯૯

# ઝકાતના લેટેસ્ટ મસાઈલ

★ સંપાદક ★

**મુફ્તી મુહમ્મદ સઈદ મવલાના મૂસા આછોદી**

(ફાઝિલ : દારુલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ)

(ઉસ્તાદે હદીસ વ ફિકહ :
જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા)



પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદ નગર

કંથારીઆ-૩૯૨ ૦૧૫, જિ. ભરૂચ

પ્રકાશન નંબર : ૫૯૬

# ઝકાતના લેટેસ્ટ મસાઈલ



★ સંપાદક ★

મુફતી મુહમ્મદ સઈદ મવલાના મૂસા આછોદી

(ફાઝિલ : દારુલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ)

[ઉસ્તાદે હદીસ વ ફિકહ : જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા]



પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

કંથારીઆ–૩૯૨ ૦૧૫, જિ. ભરૂચ

કિતાબનું નામ : ઝકાતના લેટેસ્ટ મસાઈલ

સંપાદક : મુફ્તી મુ. સઈદ મવ. મૂસા આછોદી

પ્રકાશન નં. : ૫૯૬

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન વર્ષ : શાબાન-૧૪૩૪ / જુન-જુલાઈ-૨૦૧૩

મૂલ્ય :



**Publication Department :**

**Darul Uloom Bharuch, Mehmoodnagar,**

At & Po. **Kantharia**-392 015

Ta. & Dist. Bharuch (Guj.-India).

# અનુક્રમણિકા

## થોડીક મારી વાત

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ, અમ્મા બા'દ !**

બંદાનું દિલ હમ્દ અને શુક્રથી ભરપૂર છે કે જે દીની ખિદમત (અધ્યયન અને અધ્યાપનની સાથે લેખન પ્રવૃત્તિઓ)નો આરંભ કર્યો હતો, તે સ્ટેપ બાય સ્ટેપ અંજામ પામી રહી છે અને ગુર્જર મુસ્લિમ સમાજ તેનાથી બરાબર લાભાન્વિત થઈ રહયો છે અને કબૂલિય્યતનું નેટવર્ક દિન- પ્રતિદિન વિશાળ થઈ રહયું છે, અલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.

ખરેખર, આ એક નિર્વિવાદ વાસ્તવિકતા છે કે જે કાંઈ પણ દીનનું કામ થઈ રહયું છે, સમગ્ર અલ્લાહ તઆલાની તવફીક, માયાળુ, મમતાળુ મા-બાપની તહજ્જુદના સમયે કરેલી દુઆઓનું અને બધા જ અસાતિઝ-એ-કિરામ અને ખાસ કરીને **હઝરત મવલાના હસન સાહેબ ભડકોદ્રવી (દા. બ.)**ની તવજ્જુહનું ઉમદા ફળ છે. બંદાને આ હકીકતનો સ્વીકાર અને એકરાર કરવામાં કોઈપણ જાતનો સંકોચ અને આડ નથી કે ઈલ્મના સમંદરનું ટીપું

જે અપાત્ર અને અયોગ્ય વ્યક્તિના હિસ્સામાં આવ્યું છે, તે કોઈની તરસને શું છિપાવે ? ખુદ તેની તરસ દૂર કરવા માટે પણ પૂરતું નથી, પરંતુ બુખારી શરીફની હદીસ **"બલ્લિગૂ અન્ની વલવ્ આયહ"**ના હેઠળ વીસમી કિતાબ "ઝકાતના લેટેસ્ટ મસાઈલ" (લગભગ **૧૯૦** મસાઈલનો સંગ્રહ) વાચક મિત્રોની સેવામાં મૂકાઈ છે, જેમાં નવી નવી ઉદ્‌ભવેલી મૂંઝવણો અને આધુનિક સમસ્યાઓનું નિરાકરણ સુંદર અને સચોટ રીતે/અનેક કિતાબોના અજવાળે રજૂ કરવામાં આવ્યું છે.

પરંતુ ઉદ્‌ભવેલી મૂંઝવણો અને આધુનિક સમસ્યાઓની જે કળીઓ અને ફૂલો મજકૂર કિતાબમાં છે, તેની સજાવટ અને બનાવટમાં મુજ નાચીઝની ભૂમિકા કેવળ ફૂલોને દોરીમાં પરોવનારની સમાન છે, પણ આ ભૂમિકાને નિભાવનાર કોઈ અનુભવી અને વિશેષજ્ઞ હોત તો તેની સુંદરતા અને સજાવટ કંઈક જુદી જ હોત.

દરેક એડિશનમાં આ વાત નજર સમક્ષ હોય છે કે, કદાચ કલમની આ પ્રવૃત્તિમાં કોઈ એક–બે શબ્દો કલમ નીચે આવી દરબારે ઈલાહીમાં (જે બેનિયાઝ છે) કબૂલ અને મંજૂર થઈ જાય. જો એવું કંઈ થઈ ગયું તો ખરેખર, આ એક–બે શબ્દો મારી અને મારાં મમતાળુ મા–બાપની બખ્શિશ અને નજાતનો સામાન બની જશે.

તદુપરાંત, પ્રૂફવાચન જેવું કપરું, કષ્ટભર્યું કાર્ય સરસ અને સ–રસ કરનાર ખંતીલા નવયુવાન આલિમે દીન **મવ. મુફ્તી મુહમ્મદહનીફ મવ. યા'કૂબ કીકીયા સા. દેવલવી**

હ–ફિઝહુલ્લાહુ તઆલા (ઉસ્તાઝે તફસીર વ ફિકહ : જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા)નો શુક્રગુઝાર છું કે એમણે જરા પણ કંટાળા અને અણગમાનો ભાવ દાખવ્યા વિના અંજામ આપ્યું અને વિવિધ સલાહ–સૂચનો પણ કર્યાં. અલ્લાહ તઆલા એમની આ ખિદમતને શર્ફે કબૂલિય્યતથી નવાઝે, *આમીન !*

વાચક બિરાદરીને વિનંતી છે કે, કિતાબને સુંદર અને ક્ષતિ રહિત બનાવવાના બધા જ પ્રયાસો અને પરિશ્રમો હાથ ધર્યા છે, તેમ છતાં કિતાબમાં અજાણ્યે થનારી કમીઓ, ઊણપો, ખામીઓ અને ત્રુટિઓ રહી જવાનો પૂરેપૂરો સંભવ છે. રહી ગયેલી ખામીઓથી દરગુઝર ફરમાવવા અને એ તરફ ધ્યાન કેન્દ્રિત કરવા મહેરબાની અને નમ્ર ગુઝારિશ. મને મારી કમ ઇલ્મીની પૂરેપૂરી સ્વીકૃતિ છે, કારણ કે આપના સહીહ, સચોટ અને દલીલબદ્ધ માર્ગદર્શન દ્વારા આગામી પ્રકાશન વધુ બેહતર અને સર્વગ્રાહી અંદાજમાં રજૂ કરી શકું. હા, વાચક–મિત્રોને એક અપીલ આ પણ છે કે, પોતાની ખાસ દુઆઓમાં આ નાકારહ (અયોગ્ય)ને અચૂક યાદ રાખશો, કેમ કે તેની જિંદગી પણ ફાયદાકારક બની શકે અને કાલે દિને હશ્રમાં ખાલિકો–માલિકની હાજરીમાં કંઈક તૂટી–ફૂટી નેકી રજૂ કરવાને તે કાબેલ થઈ શકે.

મુહતાજે દુઆ,

૨૯, શા'બાન ૧૪૩૪ હિ. (મુફ્તી) મુહમ્મદસઈદ મવ. મૂસા આછોદી

૯, જૂન ૨૦૧૩ ઈસવી ઉફિય અન્હૂ વ અન વાલિદયૂહિ





## અભિપ્રાય

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા સચ્યિદિલ્ મુર્સલીન.....**

નવયુવાન અને વિદ્વાન આલિમે દીન હઝરત મવલાના મુફતી મુહમ્મદ સઈદ મવલાના મૂસા આછોદી સા. (મ.ઝિ.)એ ગુર્જર ઈસ્લામી સાહિત્ય ક્ષેત્રે સારું એવું કાઠું કાઢયું છે. ઈસ્લામી સાહિત્ય ક્ષેત્રે એમનું અનન્ય, અનુપમ અને નોંધપાત્ર પ્રદાન રહેવા પામ્યું છે. આપ અત્યાર સુધી **૨૦** જેટલાં દલીલબદ્ધ, રસપ્રચુર અને માહિતીપ્રદ પુસ્તકો વાચકોના કરકમળમાં મૂકવા ભાગ્યશાળી બન્યા છે. ખરેખર, આ બહુ મોટી ઉપલબ્ધિ અને સંપ્રાપ્તિ છે..... અતિશયોક્તિ વિના અને નિઃસંકોચપણે કહી શકું છું કે, ગુજરાતી ઈસ્લામી સાહિત્ય જગતમાં બહુ વંચાતા લેખક તરીકે મુફતી મુહમ્મદસઈદનું નામ લઈ શકાય છે..... અતિ ટૂંકા અને મર્યાદિત સમયખંડમાં ઝડપી ગતિએ લોકપ્રિયતાના ઉચ્ચ–ગગનચુંબી સોપાન સર કરવાને કારણે જ મુફતી મુહમ્મદસઈદ સાહેબ પ્રત્યે મને ભારે અહોભાવ અને અનુરાગ છે.....

વાંચન હેઠળની પુસ્તિકા **"ઝકાતના લેટેસ્ટ મસાઈલ"** ઝકાતના

વિવિધ મસાઈલ અને અહકામનો એક ઉત્તમ, ઉત્કૃષ્ટ અને બળકટ સંગ્રહ છે, જે રસ ધરાવનાર સૌને માટે ઉપયોગી, લાભદાયક અને માર્ગદર્શક પુરવાર થશે, એવી શ્રદ્ધા છે– *ઈન્શાઅલ્લાહ.*

ઝકાતના વિષય પર અત્યાર સુધી અનેક ગ્રંથો, સંગ્રહો, સંશોધનો અને સંપાદનો પ્રગટ થયાં છે, ત્યારે ઝકાત વિશે એક વધુ પુસ્તિકાની જરૂરિયાત શું ? ઔચિત્ય શું ? પ્રસ્તુતતા શું ? પ્રાસંગિકતા શું ? આ પ્રશ્નોના ઉત્તર આ પુસ્તિકાનું વાંચન અને અધ્યયન જ આપી શકે.....

હવાલાઓની સજ્જતા ધરાવતી આ રૂપકડી કૃતિમાં ઝકાતના વિકટ, જટિલ, કોયડારૂપ, મૂંઝવણભર્યા અને મહત્ત્વપૂર્ણ મસાઈલની સુંદર, સરળ, તર્કબદ્ધ અને સમજણપૂર્વકની છણાવટ કરવામાં આવી છે અને અભ્યાસપૂર્ણ તથ્યો રજૂ કરવામાં આવ્યાં છે. રસિક વાચકોને લેખકનો આ પ્રયત્ન ગમશે જ, ઈન્શાઅલ્લાહ.

અલ્લાહ તઆલા કબૂલિયતથી નવાઝે, મુફતી સાહેબની કલમમાં ઓર નિખાર પેદા ફરમાવે અને ઉમ્મતના હકમાં આપને સર્વાધિક વંચાતા કલમકાર બનાવે, *આમીન!...* **વમા ઝાલિ–ક અલલ્લાહિ બિ–અઝીઝ...** *અને...* **ઈન્નલ્લા–હ અલા કુલ્લિ શયૂઇન્ કદીર.**

**પ્રકાશન વિભાગ,**
દારુલ ઉલૂમ,
કંથારીઆ, તા. જિ. ભરૂચ

અલ્પજ્ઞ,
**હસન ભડકોદ્રવી**

★ ★ ★

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

## ઝકાતનો ફરીઝહ

દરેક મુસલમાને ખાસ કરીને આ વાસ્તવિકતા ખાસ નજર સમક્ષ રાખવી જોઈએ કે, એને જે કાંઈ પણ માલ–દોલત મળી છે તેનો અસલ માલિક તે ખુદ નથી; બલકે અલ્લાહ તબારક વ તઆલા છે. તેણે કેવળ પોતાના ફઝલો–કરમથી આપણને પોતાની મિલકતમાં પ્રતિનિધિ તરીકે ઉપયોગ કરવાનો અધિકાર આપ્યો છે, જ્યારે અલ્લાહ તઆલા જ મૂળમાલિક છે અને તેની કુદરતના કારણે આપણને આ નેઅમત ઉપલબ્ધ થઈ છે, તો જો તે પોતાના બંદાઓને આ હુકમ કરે કે તે પોતાનો બધો માલ અલ્લાહ તઆલાના માર્ગમાં લૂંટાવી આપે તો આપણને શિકાયત કે વાંધો ઉઠાવવાની કોઈ મજાલ અને હિંમત નથી, કેમ કે તેની વસ્તુ છે. તે જ્યાં સુધી અને જેટલી ઈચ્છે ખર્ચ કરે; પરંતુ આ પણ તેનો ફઝલ છે કે તેણે જ્યાં આપણને ખર્ચ કરવાનો હુકમ દીધો ત્યાં પૂરો માલ નહીં, બલકે થોડોક ખર્ચ કરવો જરૂરી ઠેરવ્યો છે. કુર્આને કરીમમાં

જ્યાં પણ "**ઇન્ફાક ફી સબીલિલ્લાહ**"નો હુકમ દીધો છે ત્યાં "**મિન**" શબ્દ લાવી આ બાજુ સંકેત કર્યો કે બધો માલ ખર્ચ કરવો ઈચ્છિત નથી, બલકે થોડોક ખર્ચ કરવો જરૂરી છે; બલકે અમુક ભાગ દઈ દેવો પૂરતો છે. તદુપરાંત, આ બાજુ પણ ધ્યાન કેન્દ્રિત કર્યું કે, અમે તમારો માલ માંગતા નથી, બલકે અમે તમને જે દીધું છે તેમાંથી જરાક લેવા માંગીએ છીએ, કારણ કે દેનારનો બોજ હલકો થઈ જાય. જુઓ, ખુદાવંદી ફરમાનો :

(૧) **વ મિમ્મા રઝક્નાહુમ યુન્ફિકૂન.** [બકરહ–આયત : ૩, અન્ફાલ : ૩, હજ્જ : ૩૫, કસસ : ૫૪, સજદહ : ૧૬, શૂરા : ૩૮] (૨) **વ અન્ફકૂ મિમ્મા ર–ઝ–કહુમુલ્લાહ.** [નિસાઅ : ૩૯] (૩) **વ અન્ફકૂ મિમ્મા ર–ઝ–ક્નાહુમ સિર્રંવ્ વ અલાનિયહ, યર્જૂ–ન તિજારતન્ લન તબૂ–ર** [ફાતિર : ૨૯] (૪) **વ મર્રઝકનાહુ મિન્ના રિઝકન હ–સ–ના, ફ હુ–વ યુન્ફિકુ મિન્હુ સિર્રંવ્ વ જહ્રા.** [નહલ : ૭૫], (૫) **વ યુન્ફિકૂ મિમ્મા ર–ઝ–ક્નાહુમ સિર્રંવ્ વ અલાનિયહ,** [ઈબ્રાહીમ : ૩૧] (૬) **વ અન્ફિકૂ મિમ્મા જ–અ–લકુમ મુસ્તખ્લફીન ફીહ.** [હદીદ : ૭]

ઉપરોક્ત આયતોમાં અલ્લાહ તઆલાએ સાવધાન કર્યા કે ઝકાત વગેરેનો હુકમ કોઈ ટેક્સ નથી કે તેને માથાનો દુ:ખાવો યા ટેન્શન સમજવામાં આવે, બલકે એ તો અલ્લાહ તઆલા પોતાની જ આપેલી એક અમાનત તમારાથી માંગી રહયા છે, એટલા માટે

તેને દેવામાં તમારા દિલ પર કોઈ તંગી અને બોજ ન હોવાં જોઈએ. બોજ અથવા તંગી તો તે સમયે થાય જ્યારે કે તમારી કોઈ ઝાતી-પોતીકી વસ્તુની માંગણી કરવામાં આવે.

## શુક્રિયહ અદા કરો :

પહેલાના જમાનામાં અલ્લાહ તઆલાના માર્ગમાં સદકહની કબૂલિયતની નિશાની આ હતી કે સદકહનો માલ કોઈ જગાએ મૂકી દેવામાં આવતો અને આકાશથી આગ આવી તેને સળગાવી રાખ કરી મૂકતી. સમજો કે સદકહનો માલ કોઈ બીજા ભાઈના કામમાં ન આવતો, બલકે તેનું આગથી ભસ્મિભૂત થવું જ અસલ મકસૂદ સમજવામાં આવતું. હઝરત આદમ (અલૈ.)ના બંને દીકરાઓના કિસ્સા હેઠળ આ બાજુ ઈશારો મવજૂદ છે. ઈરશાદે ખુદાવંદી છે :

**તરજુમો** : "જ્યારે બંનેએ અલ્લાહ તઆલાના નામની એક-એક નિયાઝ રજૂ કરી અને તે પૈકી એકની કબૂલ થઈ અને બીજાની કબૂલ ન થઈ." *[માઈદહ : ૨૭]*

ભાષ્યકારો લખે છે : જ્યારે હઝરત આદમ (અલૈ.)ના બંને દીકરા-હાબીલ અને કાબીલમાં વિવાદ થયો તો હઝરત આદમ (અલૈ.)એ ફરમાવ્યું કે, તમે બંનેય અલ્લાહ તઆલાના દરબારમાં સદકહ રજૂ કરો, જેનો સદકહ કબૂલ થશે તે જ હક પર ગણાશે, એટલે હાબીલે બકરીનું બચ્ચું રજૂ કર્યું જે કબૂલ થયું (અર્થાત્

આકાશી અંગારાએ રાખોડી કરી મૂકી) અને કાબીલે અનાજ રજૂ કર્યું જે કબૂલ ન થયું. અલ્લામહ આલૂસી (રહ.) કહે છે :

આગે ઊતરીને હાબીલની નિયાઝને ખાય લીધી અને આ કબૂલિય્યતનું પ્રતીક હતું અને સદકહ–ખૈરાતનું ખાણું પૂર્વ શરીઅતોમાં જાઈઝ ન હતું અને આગે કાબીલની નિયાઝ છોડી દીધી, જેથી તે ક્રોધિત થયો." *[રૂહુલ મઆની : ૪/૧૬૪]*

અમુક અહાદીસથી પણ આ વિષયની જાણકારી મળે છે, પરંતુ અલ્લાહ તઆલાએ આ ઉમ્મતે મર્હૂમહ પર આ કરમ ફરમાવ્યો કે, તેનાથી ઝકાતની શકલમાં પ્રાપ્ત કરેલ માલ તેના જ જરૂરતમંદો પર ખર્ચ કરી દેવામાં આવે છે. "સૂરએ તૌબહ–આયત નંબર : ૬૦"માં મસારિફ (વ્યય–ખર્ચ કરવાની જગ્યાઓ) બયાન કરવામાં આવી છે અને હદીસમાં ફરમાવવામાં આવ્યું છે : "માલદારોથી વસૂલ કરી ફકીરોને આપવામાં આવે." *[મિશ્કાત શરીફ : ૧૫૫]*

આ હુકમ થકી ઝકાત આપવી તદન આસાન થઈ ગઈ કે અમે પોતાનો માલ ખુવાર કરતા નથી, બલકે પોતાના ભાઈઓની જરૂરત પૂરી પાડીએ છીએ. પોતાના મોહતાજ ભાઈની ઇચ્છાપૂર્તિ પર ખર્ચ કરવો ખરેખર, અલ્લાહ તઆલાને જ આપવું છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

"કિયામતના દિવસે અલ્લાહ તઆલા એક શખ્સને પ્રશ્ન કરશે કે,

હે આદમ પુત્ર! હું બીમાર થયો હતો તો તેં મારી તબિયતની ખબર કેમ ન પૂછી? તે માણસ અચંબાથી પૂછશે : હે મારા રબ! હું આપની ખબર કેવી રીતે પૂછી શકતો હતો? આપ તો પૂરી દુનિયાના પરવરદિગાર છો. અલ્લાહ તઆલા ફરમાવશે : શું તમને ખબર ન હતી કે ફલાણો મારો બંદો બીમાર છે, તો પણ તેં તેના ખબર–અંતર ન પૂછયા? શું તને જાણ નથી કે જો તેં તેનાં ખબર–અંતર પૂછયાં હોત તો મને તેની પાસે પામત.

હે આદમપુત્ર! મેં તારી પાસે ખાવા માંગ્યું તો તેં ન આપ્યું. તે અરજ કરશે : પરવરદિગાર! હું તને કેવી રીતે ખવરાવું? તું તો બન્ને જહાનનો રબ છે. અલ્લાહ તઆલા ફરમાવશે : તને યાદ નથી કે મારો ફલાણો બંદો તારી પાસે ખાણું માંગવા આવ્યો હતો, તો તેં તેને ખાવા ન આપ્યું, જો તું તેને ખવરાવત તો તેને મારી પાસે પામત.

હે આદમપુત્ર! મેં તારી પાસે પાણી માંગ્યું તો તેં પાણી ન પિવડાવ્યું. તે અરજ કરશે : પરવરદિગાર! હું આપને કેવી રીતે પાણી પિવડાવું? આપ તો ખુદ રબ્બુલ આલમીન છો! અલ્લાહ તઆલા ફરમાવશે : તારી પાસે મારા ફલાણા બંદાએ પાણી માંગ્યું હતું, પરંતુ તેં તેને પાણી ન પિવડાવ્યું. જો તું તેને પાણી પિવડાવત તો તેને મારી પાસે પામત. (અર્થાત્ આ નેક કાર્ય મારી પાસે સુરક્ષિત રહેત.)''

*[મુસ્લિમ શરીફ : ૨/૩૧૮]*

**ઝકાત અને સદકહ માલમાં વૃદ્ધિનું નિમિત્ત છે :**

સામાન્ય રીતે લોકો આમ સમજે છે કે, ઝકાત આપવાથી અને સદકહ–ખૈરાત કરવાથી માલ ઘટે છે, પરંતુ કુર્આન–હદીસની સ્પષ્ટતા અનુસાર સદકહથી માલ ઘટતો નથી કે ઓછો પણ થતો નથી, બલકે વધે છે. હદીસ શરીફમાં છે :

"કોઈ આદમીનો માલ સદકહને કારણે ઓછો થતો નથી અને જ્યારે પણ કોઈ વ્યક્તિ પર જુલમ કરવામાં આવે, જેના પર તે સબર કરે તો ખરેખર, અલ્લાહ તઆલા તેની ઈઝઝતમાં વધારો ફરમાવે છે અને જ્યારે પણ કોઈ વ્યક્તિ સવાલનો દ્વાર ખોલે છે તો અલ્લાહ તઆલા તેના પર ગરીબીનો દ્વાર ખુલ્લો મૂકી દે છે."

*[તિરમિઝી શરીફ : ૨/૫૮, મુસ્નદે અહમદ : ૪/૨૩૧, અલ મુત્તજર્રુર્રાબિહ : ૧૩૯]*

સવાલ આ છે કે, જાહેરમાં જોવા જઈએ તો ઝકાત અથવા સદકહ કાઢવામાં આવે છે તો માલ ઘટતો હોય એમ દેખાય છે, તો પછી આવું કેમ કહેવામાં આવ્યું કે સદકહથી માલ નથી ઘટતો ?

જવાબ આ છે કે, સદકહને કારણે ભલેને માલ કમ થતો દેખાય છે, પરંતુ તેના કારણે અલ્લાહ તઆલા તરફથી જે બરકત હોય છે, ભલેને બા'દમાં વેપાર–ધંધામાં વૃદ્ધિની શકલમાં હોય અથવા નુકસાનો અને આપત્તિઓથી સુરક્ષિત હોવાની શકલમાં,

તે સદકહની માત્રાની સરખામણીમાં અનેકગણી વધુ થઈ જાય છે, જેમ કે એક સહીહ રિવાયતમાં આવ્યું છે કે, "એક આદમી જંગલમાં ચાલ્યો જઈ રહયો હતો, એકાએક તેણે વાદળમાંથી એક અવાજ સાંભળ્યો કે, ફલાણા આદમીના બાગની સિંચાઈ કર, તો અચાનક વાદળનો એક ટુકડો અલગ થયો અને તેણે એક વાદી (પહાડો વચ્ચેની ખીણ)માં પાણી વરસાવ્યું. વાદીનું બધું પાણી નાળામાં ભેગું થઈ વહેતું થયું. તે માણસ પાણીની પાછળ પાછળ ચાલ્યો. આગળ જઈ શું જુએ છે કે, એક આદમી પોતાના બાગમાં ઊભો રહી પાણીનું રુખ પોતાના પાવડા વડે બાગની તરફ કરી રહયો હતો, તો તે માણસે પૂછયું : તમારું નામ શું છે ? તેણે બતાવ્યું તો તે જ નામ હતું જે તેણે વાદળના અવાજમાં સાંભળ્યું હતું. બાગવાળાએ સવાલ કર્યો કે, આખર તમને મારું નામ પૂછવાની જરૂરત કેમ પેશ આવી ? જવાબ દીધો : આ પાણી જે વાદળમાંથી વરસ્યું છે તેમાં મેં અવાજ સાંભળ્યો હતો કે, તે ફલાણા (તમારા) બાગની સિંચાઈ કરે, એટલા માટે બતાવો કે તમે આ બગીચાની આવકનું શું કરો છો ? બાગવાળાએ જવાબ દીધો : હું તેની કુલ આવકને ત્રણ ભાગમાં વહેંચું છું : એક તૃતીયાંશનો સદકહ કરું છું અને એક તૃતીયાંશમાંથી હું અને મારા ઘરવાળાઓ ખાઈએ છીએ અને એક તૃતીયાંશને ફરી બાગમાં લગાવું છું."

*[મુસ્લિમ શરીફ : ૨/૪૧૧, અલ મુત્તજર્રુર્રાબિહ : ૧૪૦]*

આ એક અનુભવસિદ્ધ વાત છે કે ઝકાત દેનારાઓનો માલ વધતો જ જાય છે. તેની ચોખ્ખી દલીલ આ છે કે મદ્રસાવાળાઓ માલી મદદ માટે દર વર્ષે જે સખી સજજનો અને અહલે ખૈર લોકો પાસે જાય છે તો જૂની પહોંચ બતાવે છે અને તેઓ સામાન્ય રીતે એવી કોશિશ કરે છે કે અગાઉ કરતાં વધુ રકમ વસૂલ કરે અને દરેક આપનાર માણસ પણ વધારો કરતો જ જાય છે. જો કે ઝકાતથી માલ ઘટતો હોત તો વધુ રકમ આપવાને બદલે પાછલી રકમ આપવી જ મુશ્કેલ થઈ પડત, એટલે હદીસે વર્ણવેલી વાત પર યકીન રાખવું અનિવાર્ય છે.

## રોકડ ફાયદો

આ વાત પણ મનનીય અને ચિંતનીય છે કે વધુ ઈબાદતોનો સવાબ અને નતીજાનો વાયદો આખિરતની જિંદગીમાં કરવામાં આવ્યો છે, જેમ કે નમાઝથી જન્નતમાં ફલાણી નેઅમત મળશે અને રોઝાદારોને ફલાણા સવાબના હકદાર ઠેરવવામાં આવશે વગેરે વગેરે, પરંતુ ઝકાત અને સદકાત માટે જ્યાં આખિરતનો મહાન સવાબ અને અજરનો ઉલ્લેખ છે, ત્યાં દુનિયાનો રોકડ ફાયદો પણ બયાન કરેલ છે અને એ ફાયદો એટલો મહાન છે કે, દુનિયાની કોઈ દોલત તેની કિંમત લગાવી શકતી નથી અને એ ફાયદાની પ્રાપ્તિ માટે ઇન્સાન મહાન કુરબાની આપવા અને આર્થિક નુકસાન વેઠવા માટે તૈયાર થઈ જાય છે. તે ફાયદો આ છે કે, ઝકાત અને

સદકહ અદા કરવાથી બલાઓ અને મુસીબતો હટાવી શકાય છે. એક હદીસ શરીફમાં છે :

"સદકહ ઝટપટ (જલદી) આપ્યા કરો, કારણ કે મુસીબત સદકહથી આગળ વધતી નથી." *[મિશ્કાત શરીફ : ૧/૧૬૭]*

(*અર્થાત્* અલ્લાહ તઆલા સદકહના કારણે મુસીબતોને દૂર ફરમાવે છે.)

બીજી હદીસ શરીફમાં વારિદ છે : "બેશક, સદકહ અલ્લાહ તઆલાના ક્રોધને ઠંડો કરે છે અને બુરા મોતથી બચાવે છે" (*અર્થાત્*, સખત હાલાત અને જીવલેણ બીમારીઓથી બચાવે છે).

*[તિરમિઝી શરીફ : ૧/૧૪૪, મિશ્કાત શરીફ : ૧૬૮]*

તદુપરાંત, એક મુરસલ રિવાયતમાં છે : "ઝકાત અદા કરી પોતાના માલની મજબૂત સુરક્ષાનો પ્રબંધ કરો અને સદકહ દ્વારા પોતાના બીમારોનો ઈલાજ કરો અને દુઆ–કાકલૂદી વડે આસમાનના તોફાનોનો મુકાબલો કરો."

*[અબૂ દાવૂદ ફી મસાસીલિહી : ૮, અલ મુત્તજર્રુર્રાબિહ : ૧૩૭]*

ઉપરોક્ત છણાવટથી સ્પષ્ટ રૂપે મા'લૂમ પડયું કે, સદકહ અને ખૈરાતથી દુનિયા–આખિરતનો ફાયદો અવશ્ય થાય છે.

## આખિરતનો નફો

આ તો દુનિયાનો ફાયદો છે, પણ ઝકાત અને સદકહથી આખિરતના બેશુમાર ફાયદાઓ છે. ખરેખર, આ જ ફાયદાઓ

આપણી નજર સમક્ષ રહેવા જોઈએ. અહીં આખિરતના ફાયદાઓનો ખુલાસો લખવામાં આવે છે :

✦ એક રૂપિયાના અવેજમાં સાત સો ગણો અજર નક્કી છે અને ઈખ્લાસ વગેરેના કારણે તેમાં અનેકગણી વૃદ્ધિનો પણ વાયદો છે. *[સૂરએ બકરહ—આયત : ૨૬૧]*

✦ ઝકાત અને સદકહમાં માલ ખર્ચ કરવાનું દષ્ટાંત અલ્લાહ તઆલા સાથે વેપાર કરવા સમાન છે, જેમાં કોઈ પણ જાતના નુકસાનનો ભય નથી. *[સૂરએ ફાતિર—આયત : ૨૯]*

✦ સદકહ કિયામતના દિવસે આપણા માટે દલીલ બનશે. *[મુસ્લિમ શરીફ : ૧/૧૧૮]*

✦ ઝકાત અને સદકહની એક ખજૂર (મા'મૂલી ભાગ)ને અલ્લાહ તઆલા પોતાના હાથમાં લે છે અને તેનું એવી રીતે પાલન—પોષણ ફરમાવે છે, જેમ કે ઈન્સાન પોતાની ઊંટણીના બચ્ચાનું પાલન—પોષણ કરે છે, ત્યાં સુધી કે તે નાનકડી ખજૂર અલ્લાહ તઆલાને ત્યાં ઊંચા પર્વત સમાન થઈ જાય છે. *[મુસ્લિમ શરીફ : ૧/૩૨૬]*

✦ જે વ્યક્તિ ઝકાત અને સદકહ અદા કરનાર હશે તેને જન્નતનો ખાસ દરવાજો "બાબુસ્સદકહ"થી દાખલ કરવામાં આવશે. *[મિશ્કાત શરીફ : ૧/૧૬૭]*

- સાત પ્રકારના લોકો મેદાને મહશરમાં અલ્લાહ તઆલાના અર્શના છાંયડા તળે હશે, તે પૈકી એક તે માણસ હશે જે અલ્લાહ તઆલાના રસ્તામાં એવી ગુપ્ત રીતે ખર્ચ કરતો હશે કે તે પોતાના જમણા હાથે આપે તો તેના ડાબા હાથને પણ ખબર ન પડે." *[મુસ્લિમ શરીફ : ૧/૩૩૧, બુખારી શરીફ : ૧/૯૧]*
- આ સદકહ આપણા માટે કિયામતના દિવસે છત્ર હશે. *[મિશ્કાત શરીફ : ૧/૧૭૦, મુસ્નદે અહમદ : ૫/૪૧૧]*

## ફક્ત ચાળીસમો ભાગ

જરાક વિચારો કે પૂરા માલનો ફક્ત ચાળીસમો ભાગ વર્ષભરમાં ફર્ઝની હેસિયતે કાઢવો જરૂરી ઠેરવવામાં આવ્યો અને એ પણ સઘળો નહિ, બલકે તે માલ જે પોતાનામાં વૃદ્ધિની શક્તિ અને લાયકાત રાખતો હોય અને મૂળ જરૂરિયાતથી વધુ હોય અને તેના પર એક વર્ષનું એ સ્થિતિમાં પસાર થવું કે સમગ્ર નિસાબ અથવા વિશેષ રૂપે બાકી હોય. આ શર્તો આધિન ઝકાતની અદાયગી લાઝિમ થાય છે.

અલ્લાહ તઆલા ઈચ્છત તો પચાસ ટકા (૫૦ %) અથવા એથી વધુ પણ ઝકાત ફર્ઝ કરી શકતા હતા અને માલ આવતાંવેંત–તત્કાળ જ વુજૂબનો હુકમ લાગુ કરી શકતા હતા, પરંતુ આ પણ તેનો ફઝલ અને ઈનામ છે કે તેણે તમામ શકય સહૂલતો સાથે કેવળ ચાળીસ રૂપિયામાં એક રૂપિયો ઝકાત રૂપે ફર્ઝ

ફરમાવ્યો છે. આ ઈનામ હોવા છતાં કોઈ માણસ ઝકાત કાઢવામાં કોતાહી કરે, તો તેનાથી મોટો નેઅમતે ખુદાવંદીનો નાશુક્રો–નગુણો કોઈ હોઈ શકતો નથી.

*સારાંશ કે* આ અમુક ઈરશાદો છે, જેનાથી ફલિત થાય છે કે, ઝકાત અને સદકહ આપણા માટે કેટલી મોટી રહમતની વસ્તુ છે અને જેને અલ્લાહ તઆલાએ નિસાબનો માલિક બનાવી રાખ્યો છે તેની સાથે કેટલી મહાન ફઝીલતનો વર્તાવ ફરમાવ્યો છે ? તેમ છતાં જો આપણે ઝકાત અદા કરતી વખતે અથવા સદકહ દેતી વખતે પોતાના દિલમાં તંગી વ્યક્ત કરીએ, તો આનાથી વધુ બેવકૂફી અને મૂર્ખતાની કલ્પના કરી શકાતી નથી. આપણી પ્રથમ કોશિશ આ હોવી જોઈએ કે, જો આપણે ઝકાત અદા કરવાને લાયક છીએ, તો પહેલી ફુરસતમાં ફરજમુક્ત થઈ જઈએ અને આ ફર્ઝને અંજામ આપવામાં કદાપિ ગફલત અને ટાળી કાઢવાના ચક્કરમાં ન રહીએ... *[કિતાબુલ મસાઈલ : ૨/૧૨૬ થી ૧૩૧]*

## ઝકાત ન આપવા પર વઈદ
## કુર્આને કરીમની રોશનીમાં

સૂરએ તવબહની એક આયતે કરીમહમાં અલ્લાહ તઆલાએ મુસલમાનોને ચેતવણી આપી કે, ઉમ્મતોની બરબાદીનો મહાન સબબ ત્રણ ગ્રુપોનું બગડીને પોતાના ફર્ઝોને છોડી દેવું છે. તે પૈકી એક ગ્રૂપ માલદારોનું છે.

અલ્લાહ તઆલાનો ઈરશાદ જરાક દિલની દુનિયાથી વાંચો અને જો અમલ હોય તો કહો : અલ્હમ્દુ લિલ્લાહ અને જો અમલ ન હોય તો અમલની દુનિયામાં કદમ મૂકો, તે દિવસના આવતાં પહેલાં કે જે દિવસે ક્યાંક ધનસંગ્રહ આપણા માટે આખિરતમાં અઝાબ અને વબાલનું નિમિત્ત ન બને.

ઈરશાદે ખુદાવંદી છે :...."અને જે લોકો (કંજૂસીથી) સોના–ચાંદીનો ખજાનો એકઠો કરે છે, પણ તેને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરતા નથી તો (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ તેઓને (તે દિવસના) દુઃખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દો, જે દિવસે તે માલ પર જહન્નમની આગ તપાવવામાં આવશે. ફરી તે વડે તેઓની પેશાનીઓ તથા પડખાં અને પીઠોને ડામવામાં આવશે, (અને કહેવામાં આવશે કે) આ તે જ (ધન) છે, જેને તમે તમારા માટે સંગ્રહ કર્યું હતું, માટે હવે પોતાના સંગ્રહ કરવાનો સ્વાદ ચાખો."

*[સૂરએ તવબહ–આયત : ૩૩, ૩૪]*

***ભાષ્ય :*** અલ્લાહ તઆલાની રાહમાં ખર્ચ કરવાનો ભાવાર્થ એ છે કે ઝકાત અદા કરે અને હકદારોના હક આપે. દોલત તો તે જ સારી છે, જે આખિરતમાં વબાલનું કારણ ન બને.

પરંતુ કંજૂસ ધનવાનને જ્યારે અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવાનું કહેવામાં આવે છે, ત્યારે તેની પેશાની પર કરચલી

પડી જાય છે. વધારે કહેવામાં આવે તો વિમુખ થઈ ફરી જાય છે. તેમ છતાં પણ છૂટકો ન થાય તો પીઠ ફેરવીને ચાલતી પકડે છે. તેથી સોનું–ચાંદી તપાવીને આ ત્રણેય જગ્યાએ એટલે કે પેશાની, પડખાં અને પીઠ પર ડામ દેવામાં આવશે કે જેથી તેને સંગ્રહ કરવા અને દાટી મૂકવાની મજા ચાખે. *[ગુજરાતી તરજુમો અને તફસીર : ૧/૫૩૫]*

## અહાદીસની રોશનીમાં ઝકાત ન આપવા પર વઈદ

✦ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જે કોમ ઝકાત કાઢતી નથી, અલ્લાહ તઆલા તે કોમને દુષ્કાળ (અર્થાત્ જીવન જરૂરિયાતની વસ્તુઓની મોંઘવારી)માં સપડાવી મૂકે છે. *[જમ્ઉલ ફવાઈદ : ૧/૧૪૩]*

✦ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે : જે કોમને અલ્લાહ તઆલા માલ આપે અને તેણે તેની ઝકાત અદા ન કરી, તો કિયામતના દિવસે તેના માલને બહુ મોટો ઝેરીલો ટાલિયો સાપ બનાવવામાં આવશે અને તે સાપ તેની ગરદનમાં લપેટી દેવાશે, પછી તેના બંને જડબાંને નોચશે અને કહેશે : હું જ તારો માલ છું, હું જ તારો ખજાનો છું. *[બુખારી શરીફ : ૧/૧૮૮]*

✦ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે : દરરોજ સવારે બે ફરિશ્તાઓ આકાશેથી ઊતરે છે. એક આ દુઆ કરે છે કે, હે અલ્લાહ ! સખીને તેના માલનો બદલો અતા ફરમાવ.

બીજો દુઆ કરે છે કે, હે અલ્લાહ ! કંજૂસને બરબાદી નસીબ કર. *[મુસ્લિમ શરીફ : ૧/૩૨૫]*

✦ એક વાર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બે ઔરતોના હાથમાં સોનાની બંગડીઓ જોઈને ફરમાવ્યું : શું તમને આ પસંદ છે કે તેના અવેજમાં તમને આગની બંગડીઓ પહેરાવવામાં આવે. તેણીઓએ અરજ કરી : નહીં. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તેની ઝકાત આપ્યાં કરો. *[તિરમિઝી શરીફ : ૧/૧૩૮]*

## ઝકાતની ફર્ઝિયત

ઝકાતની ફર્ઝિય્યત માટે જરૂરી છે કે, આદમીમાં નીચેના ગુણો મોજૂદ હોય :

(૧) તે આઝાદ હોય (ગુલામ–બાંદી પર ઝકાત ફર્ઝ નથી).

(૨) મુસલમાન હોય (કાફિરથી ઝકાતની માંગણી નથી).

(૩) સમજદાર હોય (પાગલ પર ઝકાત ફર્ઝ નથી, જ્યારે કે પાગલપણું તેના પર લગાતાર છવાયેલું રહેતું હોય).

(૪) બાલિગ હોય (નાબાલિગ–બાળક પર ઝકાત ફર્ઝ નથી).

(૫) તેને ઝકાતના ફર્ઝ થવાનું ઈલ્મ હોય (ભલેને હુકમનૃ જાણ હોય, જેમ કે ઈસ્લામી માહોલમાં વસવાટ કરતી વ્યક્તિ).

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૧, ૧૩૨]*

## બેહોશ નિસાબવાળી વ્યક્તિ પર ઝકાત

જો કોઈ માણસ બેહોશ હોય, પરંતુ તેની મિલકતમાં નિસાબ પ્રમાણે માલ મૌજૂદ હોય, તો ભલે તે સાલભર બેહોશ રહે તો પણ પણ તેના માલમાં ઝકાત ફર્ઝ થશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૨]*

# ઝકાત વાજિબ થવાની શર્તો

### ઝકાત ફર્ઝ થવા માટે નીચેની શર્તો મોજૂદ હોવી અનિવાર્ય છે :

- ✦ નિસાબ મુજબ માલ હોય (અર્થાત્ સોનાનો નિસાબ ૮૭ ગ્રામ અને ૪૮૦ મિલીગ્રામ અને ચાંદીનો નિસાબ ૬૧૨ ગ્રામ અને ૩૬૦ મિલીગ્રામ).
- ✦ મિલ્કિયત–કબજો સંપૂર્ણ હોય (એટલા માટે જે માલ પોતાના કબજામાં ન હોય, તરત જ અથવા અત્યારે તેની ઝકાતની માંગણી નથી.)
- ✦ નિસાબ અસલી જરૂરતોથી વધુ હોય (વપરાશમાં આવતી સાધન–સામગ્રી પર ઝકાત નથી).
- ✦ નિસાબ કર્ઝ (દેવું)થી ખાલી હોય (અર્થાત્ કર્ઝની રકમની બાદબાકી કર્યા પછી નિસાબ સંપૂર્ણ માનવામાં આવે).

✦ વૃદ્ધિ પામતો માલ હોય (અર્થાત્ એવો માલ હોય, જેમાં ઉન્નતિની ક્ષમતા હોય, ભલેને તે પોતાની ઉત્પત્તિ (રચના)ના રૂએ હોય જેમ કે સોનું–ચાંદી અથવા કર્મના રૂએ હોય જેમ કે વેપારનો માલ, જાનવર વગેરે) [કિતાબુલ મસાઈલ : ૨/૧૩૨]

## જીવન જરૂરિયાતની વિગત

મુસલમાનની અસલી અને બુનિયાદી હાજતોમાં આ વસ્તુઓનો સમાવેશ થશે : રહેવાનું ઘર, રક્ષણનાં સાધનો, પહેરવા–ઓઢવાનાં કપડાં (ત્રણ જોડ), દેવું, ઉદ્યોગ અને ખેતીનાં સાધનો (બળદ, ટ્રેક્ટર વગેરે), ઘરવપરાશનાં વાસણો અને ફર્નિચર, સવારી અને મુસાફરીનાં સાધનો, આલિમ માટે કિતાબો અને જે વિષયના માહિર (વિશેષજ્ઞ) માટે તે તે વિષયનાં પુસ્તકો, ભાડાની ટ્રક, ટેમ્પો, રિક્ષા, સાયકલો, ખાવા–પીવાની ચીજવસ્તુઓ.

જે માણસ પાસે નિસાબના પ્રમાણમાં રોકડ મૂડી જમા હોય અને તે ઝકાતનું વર્ષ પૂરું થવા છતાં તેની પાસે જમા હોય તો તેની ઝકાત આપવી પડશે, ભલેને ભવિષ્યમાં તેને ઘર, શાદી, હજ વગેરેમાં ખર્ચ કરવાની જરૂરત હોય. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૮૯]*

## માલદારના બે પ્રકાર

સામાન્ય રીતે ઘણા મુસ્લિમ ભાઈઓ શરઈ દષ્ટિએ માલદાર હોય છે, પરંતુ તેમના ઉપર ઝકાત ફર્ઝ હોતી નથી અને ઘણા ભાઈઓ માલદાર હોય છે અને તેમના ઉપર ઝકાત આપવી

પણ ફર્ઝ હોય છે. આ બન્ને પ્રકારના લોકોમાં તફાવત ન સમજવાના કારણે ઘણી ગેરસમજ ઊભી થાય છે અને ઝકાત હરામ હોવા છતાં ઘણા ભાઈઓને ઝકાત આપવામાં આવે છે અને તેઓ ઝકાત સ્વીકારી પણ લે છે.

માટે આ મસ્અલહ જાણવો ખૂબ જરૂરી છે કે, શરીઅતની દષ્ટિએ સામાન્ય રીતે માલદારના બે પ્રકાર છે :

- એક એવો માલદાર જેની પાસે નિસાબના પ્રમાણમાં માલદારીનો સામાન હોવાથી તેના ઉપર ઝકાત ફર્ઝ થાય છે.
- બીજો એવો માલદાર મુસલમાન કે જેની પાસે માલદારીનો સામાન હોવાથી તેના માટે કોઈ માલદારની ઝકાત કે અન્ય કોઈ વાજિબ સદકહ લેવો તો હરામ અને નાજાઈઝ હોય છે, પરંતુ તેના ઉપર ઝકાત ફર્ઝ થતી નથી.

જે માલ—સામાનનો માલિક હોવાથી બન્ને પ્રકારના મુસલમાનો માલદાર ગણાય છે, તે માલ—સામાનથી માલદારીના નિસાબના પ્રમાણમાં કોઈ તફાવત નથી, બન્નેના નિસાબનું પ્રમાણ અને મિકદાર તો એક જ છે, પરંતુ બન્નેના માલદારીના નિસાબમાં ગણાતી વસ્તુઓમાં તફાવત હોય છે.

જે મુસલમાનો પાસે સોનું, ચાંદી, રોકડ રકમ, વેચવા માટે ખરીદેલ માલ—મિલકત, જેમ કે નફો લઈને વેચવા માટે ખરીદેલ મકાન, દુકાન, પ્લોટ, તિજારતી કંપનીના શેરો, બેંકમાં જમા

મૂડીમાંથી કોઈ એક વસ્તુ અથવા અનેક વસ્તુઓ મળી દેવા મુકત નિસાબના પ્રમાણમાં હોય તેવા માલદાર માટે ઝકાત લેવી તો હરામ છે, પરંતુ પોતાના ઉપરોક્ત ઝકાતપાત્ર નિસાબની ઝકાત આપવી ફર્ઝ અને જરૂરી છે.

જે મુસલમાન પાસે ઝકાત ફર્ઝ થવાપાત્ર મજકૂર વસ્તુઓમાંથી કોઈ એક વસ્તુ અથવા અનેક વસ્તુઓ નિસાબના પ્રમાણમાં ન હોય, પરંતુ તે સિવાય તેની પાસે પોતાની ખાવા–પીવા, રહેવાની રોજિંદી જરૂરિયાતોથી વધારે માલ–મિલકત હોય, જેમ કે ત્રણ જોડથી વધારે કપડાં હોય, ફાઝલ વાસણો હોય, એવું મકાન હોય જે પોતાના રહેવા માટે બનાવ્યું છે, પરંતુ તેનો રહેવા માટે પોતે ઉપયોગ કરતો નથી, બલકે પોતે બીજી જગ્યાએ રહેવાથી બીજાને ભાડે આપ્યું છે અથવા મફત રહેવા માટે આપ્યું છે અથવા બંધ પડયું છે અથવા મકાનનો પ્લોટ છે, જેનો પોતે કોઈ ઉપયોગ કરતો નથી અથવા રહેવાના મકાન ઉપરાંત પ્લોટ છે અથવા જેની આવકથી પોતાનું જીવન નિર્વાહ થાય તેથી વધુ ખેતીની જમીન છે અથવા ટી.વી. જેવાં એવાં ફુઝૂલ–નકામા સાધનો છે, જેનો પોતાની રોજિંદી જિંદગીથી કોઈ સંબંધ નથી અથવા ખેતીનાં એવાં ફાઝલ સાધનો છે, જેનો તે ખેતીમાં ઉપયોગ કરતો નથી અને આવી એક અથવા અનેક વસ્તુઓ મળીને દેવામુક્ત નિસાબના પ્રમાણમાં મવજૂદ છે, તો આવા માલદાર માણસ માટે કોઈ માલદાર પાસેથી ઝકાત લેવી તો હરામ અને

નાજાઈઝ છે, કારણ કે તે શરઈ દૃષ્ટિએ માલદાર છે, માટે તેની ઉપર કુરબાની અને સદક–એ–ફિત્ર આપવો પણ વાજિબ થાય છે, પરંતુ આવી ગેર તિજારતી (બિન વ્યાપારિક) વસ્તુઓના નિસાબના કારણે તેના ઉપર તે વસ્તુઓની ઝકાત આપવી ફર્ઝ નથી. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૩૬ થી ૩૮]*

## ઝકાતની અદાયગી કયારે વાજિબ થાય છે ?

જો નિસાબ પર સંપૂર્ણ વરસ વીતી જાય તો તેની ઝકાતની અદાયગી વાજિબ થાય છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૩]*

## વર્ષ દરમિયાન નિસાબ ઘટી જાય તો...

જો આરંભ અને વર્ષના અંતે માલ પૂરો હતો, પરંતુ વરસ દરમિયાન તેની માત્રા (પ્રમાણ) ઓછી રહી તો પણ પૂરા નિસાબની ઝકાત વાજિબ થશે. *[ફતાવા દીનિય્યહ : ૨/૫૧૨, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૩]*

## વર્ષ દરમિયાન વધતી રકમ નિસાબમાં ગણવામાં આવશે

વર્ષ દરમિયાન નિસાબમાં જેટલી રકમનો વધારો થયો હોય તેના પર વરસના અંતે ઝકાત વાજિબ થશે (અર્થાત્ જે દિવસે વરસ પૂરું થયું તે દિવસનું બેલેન્સ–રકમ જોવામાં આવશે અને સમગ્ર રકમ પર ઝકાત વાજિબ થશે.) *[ફતાવા દીનિય્યહ : ૨/૫૧૪, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૩]*

## ઝકાતમાં કમરી વર્ષ ગણવામાં આવશે

વાજિબ ઝકાતને અદા કરવા માટે ચાંદના હિસાબ પ્રમાણે વરસ ગણવામાં આવશે, ન કે અંગ્રેજી કેલેન્ડર.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૩, ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૯]*

**ચેતવણી** : આ મસ્અલાને સારી પેઠે યાદ રાખવાની અને તેનો લિહાઝ રાખવાની જરૂરત છે, એટલા માટે કે વધુ પડતા માલદારો સહૂલત માટે સરકારી વરસના આરંભ અને અંત (માર્ચ–એપ્રિલ)ના રૂએ ઝકાતનો હિસાબ લગાવે છે અને કમરી વર્ષનો એ'તિબાર નથી કરતા, જેના કારણે શરઈ હિસાબ પૂરો થતો નથી. એટલા માટે ઝકાત કાઢનારાઓ પર જરૂરી છે કે તેઓ ચાંદની મહિનાની જે તારીખથી સાહિબે નિસાબ બન્યા છે, તે જ તારીખે દરેક વર્ષે પોતાની ઝકાતનો હિસાબ લગાવે.

## સાહિબે નિસાબને જો તારીખ યાદ ન હોય

ઝકાતના નિસાબના માલિકને જો સાહિબે નિસાબ બનવાની કમરી (ઈસ્લામી) તારીખ યાદ ન હોય તો ચિંતન– મનન કર્યા પછી જે તારીખનું પાકું ગુમાન થાય તે નક્કી થશે. જો કોઈ પણ તારીખનું દઢ ગુમાન ન થાય તો ખુદ કોઈ કમરી (ઈસ્લામી) તારીખ નક્કી કરી લે.

*[અહસનુલ ફતાવા : ૪/૨૫૫]*

## ઝકાતને બહુ જલદી અદા કરવી જોઇએ

ઝકાત જેવી જ વાજિબ થાય કે તરત જ અદા કરવી જરૂરી છે, ઉઝ્ર વગર વિલંબ અને મોડું કરવાથી ગુનેહગાર થશે. ઘણા બધા ધનવાનોની પાસે મોટી માત્રામાં ઝકાતની રકમ પડી રહે છે, તેઓએ જેમ બને તેમ જલદી આ ફર્ઝની અદાયગીથી મુક્ત થવું જરૂરી છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૪]*

## ઝકાતમાં કેટલો માલ આપવામાં આવે ?

ઝકાતમાં કુલ માલનો ચાળીસમો ભાગ (અર્થાત અઢી ટકા) આપવો જરૂરી છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૪]*

## સોનાનો નિસાબ

સોનાનો નિસાબ અરબી વજનથી વીસ (૨૦) મિષ્કાલ છે, જેનું વજન ગ્રામોના હિસાબથી સિત્યાસી (૮૭) ગ્રામ, ચારસો એંસી (૪૮૦) મિલીગ્રામ થાય છે. *[ઈઝાહુલ મસાઈલ : ૧૦૩, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૪]*

## ચાંદીનો નિસાબ

ચાંદીનો નિસાબ અરબી વજનથી બસો (૨૦૦) દિરહમ છે, જેનું વજન ગ્રામોના હિસાબથી છસો બાર (૬૧૨) ગ્રામ, ત્રણ સો સાઠ (૩૬૦) મિલીગ્રામ થાય છે. [ઈઝાહુલ મસાઈલ : ૧૦૩, *કિતાબુલ મસાઈલ : ૨/૧૩૫]*

ઉસ્તાઝે મુહતરમ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી (રહ.) લખે છે :

"હિંદો–પાકના જમ્હૂર (મોટા ભાગના) હઝરાતે મુફતિયાને ઈઝામ અને ઉલમાએ કિરામ એ બાબત સર્વસંમત છે કે, હિંદુસ્તાની જૂના તોલમાપથી માલદારીનો ચાંદીનો નિસાબ સાડા બાવન (પરાા) તોલા છે અને સોનાનો નિસાબ સાડા સાત (૭ાા) તોલા છે, ઝકાતના મસાઈલમાં નિસાબનું પ્રમાણ સામાન્ય રીતે આ જ પ્રચલિત છે." *[જવાહિરુલ ફિકહ–૧]*

"વિશ્વાસપાત્ર હિસાબ મુજબ એક તોલો નવા વજનથી ૧૧ ગ્રામ અને ૬૬૪ મિલીગ્રામ વજન બરાબર બતાવવામાં આવ્યો છે અને આ હિસાબના આધારે હાલ પ્રચલિત દશાંશ (અંગ્રેજી) પદ્ધતિ મુજબ માલદારીનો ચાંદીનો નિસાબ ૬૧૨ ગ્રામ અને ૩૬૦ મિલી ગ્રામ બરાબર છે અને સોનાનો નિસાબ ૮૭ ગ્રામ અને ૪૮૦ મિલીગ્રામ બરાબર છે." *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૩૮]*

## સોનું-ચાંદી બંનેય નિસાબથી ઓછાં હોય તો...

જો સોના અને ચાંદી બન્નેનાં ઘરેણાં અથવા વસ્તુઓ મિલકતમાં હોય, પરંતુ કોઈ એકનો નિસાબ પણ પૂરો ન હોય તો બન્નેને મિલાવી કિંમત લગાડવામાં આવશે. જો બન્ને કિંમત મળી સોના–ચાંદીના કોઈ નિસાબને પહોંચી જાય તો ઝકાત વાજિબ

થઈ જશે. (*દા. ત.* આજકાલ સોના–ચાંદીની કિંમતોમાં બહુ મોટો તફાવત છે. હવે જો કોઈની પાસે દોઢ ($૧\frac{૧}{૨}$) તોલા સોનું હોય અને અમુક તોલા ચાંદી હોય તો બન્નેની જ્યારે કિંમત લગાડવામાં આવશે, તો ચાંદીના રૂએ નિસાબ સુધી પહોંચી જશે, એટલે ઝકાત ફર્ઝ થશે.) *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૫, ફતાવા દીનિય્યહ : ૨/૫૨૫–૫૨૬]*

## જો ઘરેણાંની સાથે રૂપિયા પણ હોય તો...

ઘરેણાં સાથે જો રૂપિયા અથવા વેપારનો સામાન મૌજૂદ હોય તો ભલે ઘરેણાંનું વજન નિસાબ સુધી નથી પહોંચતું, પરંતુ સમગ્ર વસ્તુઓને મિલાવીને કિંમત ચાંદીના નિસાબ સુધી પહોંચી ગઈ તો ઝકાત વાજિબ થશે (*દા. ત.* બે–ત્રણ તોલા સોનું હોય અને સાથે પાંચ હજાર રૂપિયા અથવા વેપારનો માલ હોય તો બધાની કિંમત જો ચાંદીના નિસાબ સુધી પહોંચી રહે છે તો તેના ઉપર ઝકાત ફર્ઝ થશે). *[ઈઝાહુલ મસાઈલ : ૧૦૩*

*કિતાબુલ મસાઈલ : ૨/૧૩૫, ૧૩૬]*

***નોટ :*** ઉપરોક્ત બંનેય મસ્અલા બાબત બધેબધ ગફલત વર્તાય રહી છે. ખાસ કરીને ઓરતોમાં, કેમ કે ઘણીખરી ઓરતો એવું સમજે છે કે ઝકાત તો ત્યારે જ ફર્ઝ થાય છે જ્યારે કોઈ એકનો નિસાબ પૂરેપૂરો હોય, જો કે આ રીતની સમજ તદન ગલત છે. જેમ કે આપે બંનેય મસ્અલાઓનું વાંચન કર્યું. અલ્લાહ તઆલા સાચી સમજશક્તિ અર્પણ ફરમાવે, *આમીન !* – મુહમ્મદસઈદ

## દાંતોમાં બાંધેલા સોના યા ચાંદીના તાર પર ઝકાત નથી

જો બદનના કોઈ ભાગમાં સોનું અથવા ચાંદી એવી રીતે ઘૂસેલું હોય કે તેને આસાનીની સાથે ન કાઢી શકાતું હોય, જેમ કે દાંતોમાં લાગેલા સોના યા ચાંદીના તાર અથવા તે મસાલો જે દાંતોની ખોલ (કવર)માં ભરી દેવાય છે, તો તેના પર શરઈ દૃષ્ટિએ ઝકાત વાજિબ નથી. (કેમ કે હવે આ વૃદ્ધિ પામતા માલના અનુરૂપ બની શકતો નથી, જે ઝકાત વાજિબ હોવાની શર્ત છે).

*[મુસ્તફાદ ઈમ્દાદુલ ફતાવા : ૨/૪૯, ઈઝાહુલ મસાઈલ : ૧૦૯, મર્ગૂબુલ ફતાવા : ૩/૩૩૯, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૬]*

## માલદાર વિધવા પર ઝકાત ફર્ઝ છે

જે વિધવા ઔરત ઝકાતના નિસાબની માલિક હોય અને તેના શિરે કોઈ દેવું ન હોય તો તે શરઈ દૃષ્ટિએ માલદાર છે, તેણે પોતે નિસાબની ઝકાત આપવી જરૂરી છે અને સદક–એ– ફિત્ર અને કુરબાની આપવી પણ વાજિબ છે અને બીજાઓ પાસેથી ઝકાત લેવી તેના માટે હરામ છે અને માલદાર માણસે તે ઔરતને ઝકાત આપવી જાઈઝ નથી. જો તેને ઝકાત આપશે તો ઝકાત અદા નહિ થાય.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૬૦]*

***નોટ*** : આપણો મુસ્લિમ સમાજ આ વિશે બહુ જ ગફલત વર્તે છે. બસ, વિધવા હોવાના નાતે તેણીઓને ઝકાત દે જ દે કરે છે અને જરાક પણ વિચારતા નથી કે શું વિધવા ઔરત ઝકાતની

ખરેખર હકદાર છે કે નહિ. તદુપરાંત, વિધવાઓ પણ વિચારતી નથી કે શું અમારાથી ઝકાતનું ફંડ પ્રાપ્ત કરવું જાઈઝ છે યા નહિ ? અલ્લાહ તઆલા આપણને સહીહ સમજ નસીબ કરે, *આમીન !*

— મુહમ્મદસઈદ

## માલે નામીની વ્યાખ્યા

માલે નામી (વૃદ્ધિ પામતા માલ)ની બે સૂરતો છે :

**(૧) પેદાઇશી માલે નામી :** અર્થાત્ સોના–ચાંદી આ બંનેય ધાતુઓને શરીઅતે એકંદરે વધનારા માલ તરીકે સ્વીકાર્યો છે, ભલે તેનો વેપાર કરવામાં આવે યા ન કરવામાં આવે.

**(૨) ફેઅ્લી માલે નામી :** અર્થાત્ સોના–ચાંદીના સિવાય તે માલ, જેને તિજારતની નિય્યતે ખરીદવામાં આવે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૬]*

## વેપારની નિય્યતથી ખરીદયા પછી પ્રાઇવેટ વપરાશમાં લઇ આવવો

જો કોઈ માલ વેપારની નિય્યતથી ખરીદયો હતો, પછી ઈરાદો બદલાય ગયો અને તેને જાતી–પોતાના વપરાશમાં લઈ આવ્યો તો તેની ઝકાત રદ થઈ જશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૬]*

## ખરીદતી વખતે વેપારનો મક્કમ ઇરાદો ન હતો

કોઈ વસ્તુ વપરાશ માટે ખરીદી, સાથે સાથે આ નિય્યત હતી કે નફો મળશે તો વેચી દઈશ, નહિતર મૂકી રાખીશ તો તેના પર ઝકાત ફર્ઝ નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૭]*

## તિજારતની નિય્યતથી ખરીદેલ માલ પર કબજા પહેલાં ઝકાત

કોઈ સામાન તિજારતની નિય્યતથી ખરીદેલ છે, પરંતુ હજુ કબજો નથી તો તેના પર ઝકાત ફર્ઝ નથી.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૭]*

## મકાનની કિંમત પેટે આપેલી રકમની ઝકાત

એક ભાઈએ મકાન વેચાણ લેવા માટે સોદો કર્યો છે અને એની કિંમત કરી થોડું બાનું આપી બાનાખત પણ કરેલ છે, પરંતુ મકાનનું ટાઈટલ ચોખ્ખું ન હોવાથી તે માટે જરૂરી કાર્યવાહી હાથ ધરેલ છે, હજુ સુધી દસ્તાવેજ થયો નથી અને રકમ પણ પૂરેપૂરી દસ્તાવેજ ન થવાના કારણે જ આપી નથી, ઝબાની લે–વેચ ગવાહો સાથે થયેલ છે, તો મકાનનો સોદો થઈ ગયા પછી કિંમત તરીકે ચૂકવવામાં આવેલ રકમની ઝકાત આપવી લાઝિમ નથી અને મકાનની બાકી કિંમત પેટે જમા રકમની ઝકાત પણ લાઝિમ નથી, કારણ કે મકાન ખરીદીના કર્ઝમાં મશગૂલ છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૯૨]*

## પ્રેસમાં છપાઇ માટે રાખી મૂકેલ ઇન્ક (શાહી) પર ઝકાત

સામાન્ય રીતે મોટાં મુદ્રાલયો–પ્રેસ છપાઈ માટે ઈન્કનો મોટો સ્ટોક અગાઉથી ખરીદી રાખી મૂકે છે, તો તે ઈન્ક પર વરસ ગુજરવાથી તેની કિંમત પર ઝકાત ફર્ઝ થશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૭]*

## હજ માટે રાખી મૂકેલ રૂપિયા પર ઝકાત

જો કોઈ સાહિબે નિસાબે હજની નિય્યતથી રૂપિયા જમા કરી રાખ્યા હતા, તે જ વરસ દરમિયાન ઝકાત કાઢવાનો સમય આવી ગયો, તો તેના પર હજ માટે રાખી મૂકેલ પૂરી રકમની ઝકાત કાઢવી પણ લાઝિમ ઠેરશે. *[અનવારે મનાસિક : ૧૬૦, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૭, ઝુબ્દતુલ ફતાવા : ૪/૭૭]*

## હજ કમિટીમાં જમા થયેલ રકમ પર ઝકાતમાં ચોખવટ

જો કોઈ માણસે હજના ઈરાદાથી હજ કમિટીમાં પૂરેપૂરી રકમ જમા કરાવી હતી, તે દરમિયાન તેની ઝકાતના હિસાબનો વખત આવી ગયો તો જમા થયેલ રકમમાંથી વિમાનની ટિકિટ, મુઅલ્લિમ ફીસ અને બીજા ખર્ચાઓ કાઢી સઊદી રિયાલના રૂએ એ હજ કરનારને જે રકમ પરત મળનારી છે તેના પર ઝકાત કાઢવી જરૂરી થશે.

[મુસ્તફાદ મસાઈલે બેહિશ્તી ઝેવર : ૩૨૨, અઝ : મુફતી અ. વાહિદ સા. લાહોર, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૮, ઝુબ્દતુલ ફતાવા : ૪/૭૬,૭૭]

## ટેન્ટ હાઉસના સામાન પર ઝકાતનો હુકમ

ટેન્ટ હાઉસ વગેરેમાં જે વાસણો અને સામાન ભાડા પેટે આપવામાં આવે છે, તેની માલિય્યત અને કિંમત પર ઝકાત નહીં, બલકે તેની ભાડાઆવક પર કાયદાકીય ઝકાત ફર્ઝ થશે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૮]*

## તિજારતી પ્લોટ અને ફલેટો પર ઝકાત

જે પ્લોટો, ફલેટો અથવા જમીન વેચવાની નિય્યતે ખરીદી ગઈ હોય, તો તેની મૌજૂદ કિંમત પર ઝકાત ફર્ઝ થશે.

*[ઈઝાહુલ મસાઈલ : ૧૦૬, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૮]*

## વેચાણ પેટેના શેર પર ઝકાત

કોઈ કંપનીના શેર જો ખરીદી રાખી મૂકયા હોય તો તેની મૌજૂદ વેલ્યૂ (કિંમત) પર ઝકાત ફર્ઝ થશે, અર્થાત્ એવું જોવામાં નહિ આવે કે તેને કઈ કિંમતે ખરીદયા હતા, બલકે એ જોવામાં આવશે કે આજે તેની શું કિંમત છે ? તે હિસાબ પ્રમાણે ઝકાત કાઢવી પડશે. *[ઈમ્દાદુલ ફતાવા : ૨/૨૧, ઈઝાહુલ મસાઈલ : ૧૦૬, કિતાબુલ મસાઈલ : ૨/૧૩૮, ૧૩૯]*

## ઇન્સ્યૉરન્સમાં જમા થયેલ રકમ પર ઝકાત

કાર, દુકાન અને વેપાર–ધંધામાં જે રકમ ઈન્સ્યૉરન્સમાં જમા કરવામાં આવે છે તેની વાપસી યકીની હોતી નથી, એટલા માટે તેના પર ઝકાત ફર્ઝ થશે નહિ. અલબત્ત, લાઈફ ઈન્સ્યૉરન્સ (જીવનવીમા)ની રકમ કોઈ પણ સંજોગોમાં પરત મળે છે, તેમાં જમા થયેલ મૂળ રકમ પર મળ્યા પછી પાછલાં વરસોની ઝકાત ફર્ઝ થશે. આ દૈને કવીના દરજામાં છે અને મૂળ રકમથી વધીને જે રકમ મળનાર છે તે કેમ કે વ્યાજ અને હરામ છે, એટલા માટે તેના પર ઝકાત વાજિબ નથી થતી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૯, ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૦૬]*

## ફિક્સ ડિપોઝિટ રકમ પર ઝકાત

અમુક લોકો પોતાની રકમ બેંકોમાં કેટલાંય વરસો માટે ફિક્સ ડિપોઝિટ કરાવે છે, તો કેમકે આ દૈને કવીના દરજામાં છે જેનું બા'દમાં નિયત સમય પર મળવું યકીની છે, એટલા માટે તે મૂળ જમા થયેલ રકમ પર દરેક વરસની ઝકાત ફર્ઝ થશે, પરંતુ જે રકમ વધીને મળશે તે બિલકુલ હરામ છે તો તેના પર ઝકાત ફર્ઝ નહિ (બલકે વધેલી રકમને વ્યાજને ખર્ચ કરવાની જગાઓમાં જ ખર્ચ કરવી જરૂરી છે.) *[કિતાબુલ મસાઈલ : ૨/૧૩૯, ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૦૫]*

***નોટ :*** બેંકના ફિક્સ ખાતામાં રકમ મૂકવી નાજાઈઝ અને હરામ છે અને તે રકમ શકય તેટલી જલદી ફિક્સમાંથી ઉપાડી લેવી જરૂરી છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૬૫]*

## ગેસ સિલિન્ડરોનો ડીલર કેવી રીતે હિસાબ લગાવે ?

જે માણસ ગેસ સપ્લાયનો ડીલર છે, અર્થાત્ ગેસ કંપનીથી ગેસ ખરીદી ઉપયોગકર્તાને ગેસ સપ્લાય કરે છે તે પોતાની ઝકાતનો હિસાબ સિલિન્ડરોની માલિય્યત (પૂંજી)થી નહિ લગાવે, બલકે સિલિન્ડરોમાં મૌજૂદ ગેસની કિંમતના એ'તેબારથી તેના પર ઝકાત વાજિબ થશે. અલબત્ત, ગેસની સાથે ખુદ સિલિન્ડરને વેચાણ પેટે રાખ્યા હોય, તો તેમાં સિલિન્ડર અને ગેસ બંનેની કિંમત જોઈ ઝકાત વાજિબ થશે, કેમ કે પ્રથમ શકલમાં સિલિન્ડરોની હેસિયત

કેવળ વાસણની છે અને બીજી શકલમાં સિલિન્ડરો ખુદ તિજારતના માલમાં દાખલ છે. *[મુહક્કક વ મુદલ્લલ જદીદ મસાઈલ : ૧૪૬, મગૂબુલ ફતાવા : ૩/૩૩૯, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૦]*

## ટ્રાન્સપૉર્ટ કંપનીની ગાડીઓ પર ઝકાતનો મસ્અલહ

જો કોઈ માણસ ટ્રાન્સપૉર્ટનો કારોબાર–ધંધો કરે છે અને તેની કારો, બસો અથવા ટ્રકો, આઈસર, પીઆગો (છકડો) વગેરે ભાડે ચાલે છે, તો તે બસો અથવા ટ્રકોની મૂડી પર ઝકાત ફર્ઝ નહિ થાય, બલકે તેનાથી પ્રાપ્ત થયેલ નફા પર કાયદાકીય ઝકાત ફર્ઝ થશે. *[મુહક્કક વ મુદલ્લલ જદીદ મસાઈલ : ૧૪૭, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૦, ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૧૦]*

## મોટર ગેરેજ અને મોબાઇલ ફોન રિપેરીંગમાં વપરાતા સ્પેરપાર્ટ્સની ઝકાત

મોટર ગેરેજ અને મોબાઈલ ફોન વિગેરેના રિપેરીંગનો ધંધો કરતા માણસ પાસે રિપેરીંગમાં વપરાતા સ્પેરપાર્ટ્સ સ્ટોકમાં મવજૂદ હોય તે સ્પેરપાર્ટ્સને તેણે ઝકાતના હિસાબમાં ગણવાના રહેશે અને સ્પેરપાર્ટ્સનો છૂટક ભાવ ગણી તેની ઝકાત આપવાની રહેશે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૪૩]*

## માછલી ઉછેર પર ઝકાત

માછલી પાળવા માટે તળાવ અને તેની જમીનની કિંમત પર કોઈ ઝકાત વાજિબ નથી. અલબત્ત, જો માછલીઓનું બી ખરીદીને

નાખ્યું છે તો તેના ઉપર વરસ પૂરું થયે મૌજૂદ કિંમતનો અંદાજાથી ઝકાત ફર્ઝ થશે. *[અહસનુલ ફતાવા : ૪/૩૦૦, ફતાવા અલ કવસર : ૬૬, નએ મસાઈલ ઓર ઉલમાએ હિંદકે ફેસલે : ૭૯, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૦]*

## પૉલ્ટ્રી ફાર્મની ઝકાત

પૉલ્ટ્રી ફાર્મની જમીન અને ઈમારત વગેરેની કિંમત પર ઝકાત ફર્ઝ નથી અને તેમાં જે મરઘીઓ પાળવવામાં આવે છે તેના બે પ્રકાર છે : (૧) જો પૉલ્ટ્રી ફાર્મથી ઈંડાઓનો હેતુ છે અને તેના વડે આવક પ્રાપ્ત કરવામાં આવે છે, મરઘીઓ વેચાણ માટે નથી તો આવી શકલમાં મરઘીઓની કિંમત પર ઝકાત ફર્ઝ થતી નથી, બલકે ફકત ઈંડાઓ દ્વારા થતી આવક પર ઝકાત ફર્ઝ થશે. એવું સમજો કે મરઘીઓ માધ્યમ અને સાધનના દરજામાં છે, (૨) અને જો મરઘી ફાર્મથી કેવળ ઈંડાઓનો ધ્યેય નથી, બલકે ખુદ મરઘીઓ અને બચ્ચાંઓને વેચવાનો મકસદ છે, તો આવી શકલ–સૂરતમાં વરસ પૂરું થવા પર તે મરઘીઓ અને બચ્ચાંઓની કિંમત પર ઝકાત ફર્ઝ થશે, કેમ કે તે ખુદ તિજારતનો માલ છે. *[અહસનુલ ફતાવા : ૪/૩૦૦, કિતાબુલ ફતાવા ૩/૩૪૬, મુહક્કક વ મુદલ્લલ જદીદ મસાઈલ : ૧૫૧, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૦, ૧૪૧, મહમૂદુલ ફતાવા ૨/૪૪–ગુજરાતી]*

## પૉલ્ટ્રી ફાર્મની હગાર પર ઝકાત

ઝકાતનું વર્ષ પૂરું થતાં પહેલાં મરઘાની હગારનો નિકાલ કરવામાં આવે તો ઝકાતમાં ગણતરી કરવાનો સવાલ ઉપસ્થિત

નહિ થાય. ખેત ઉત્પાદન અને તેની ઝકાતમાં ગોતર, ઘાસ અને પાલાની જેમ મરઘાની હગાર એ પૉલ્ટ્રી ફાર્મના ધંધાની આવકના મુખ્ય હેતુઓમાંથી નથી, એટલે તેને ઝકાતના હિસાબમાં ન ગણે તો પણ ગુંજાઈશ છે; પરંતુ તે વેપારના માલનો આવકપાત્ર વધારો છે એટલે એહતિયાતની વાત એ છે કે, ઝકાતના હિસાબમાં તેનો પણ સમાવેશ કરી લેવામાં આવે, હગારનું ખાતર તરીકે વેચાણ કરવું જાઈઝ છે અને તેની કિંમતનો ઉપયોગ કરવો પણ જાઈઝ છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૯૭]*

## મરઘી યા માછલી ફાર્મમાં વપરાતા ખોરાક પર ઝકાતનો મસ્અલહ

મરઘી અથવા માછલી ફાર્મમાં મરઘીઓ અને માછલીઓ માટે જે ખોરાક વાપરવામાં આવે છે તેની કિંમત પર ઝકાત ફર્ઝ નથી, કેમ કે તેને તિજારતની ગરજ–મતલબથી ખરીદવામાં આવતો નથી, બલકે તેની હેસિયત એવી છે જેમ કે કપડાં ધોનારાઓ (ધોબીઓ) માટે સાબુ અને પાઉડર વગેરે. તેમાં ઝકાત ફર્ઝ હોતી નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૨, ઝુબ્દતુલ ફતાવા : ૪/૯૬]*

## કપડાંઓમાં, જડાયેલા સોના-ચાંદીના ફૂલ બુટ્ટાઓ પર ઝકાત

જો કોઈ કપડામાં સોના–ચાંદીના તાર અથવા ફૂલબુટ્ટા લાગેલા હોય તો તે સોના–ચાંદીની કિંમત પર કાયદાકીય રીતે

ઝકાત ફર્ઝ થશે, અર્થાત્ તેના વજનનો અંદાજો લગાવી કિંમતના એ'તેબારથી ઝકાત અદા કરવી પડશે.

*[મુહક્કક વ મુદલ્લલ જદીદ મસાઈલ : ૧૫૬, કિતાબુલ ફતાવા : ૨/૨૬૩, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૧]*

## શાદી માટે રાખી મૂકેલ ઘરેણાં પર ઝકાત

જો બાપ યા મા'એ દીકરી અથવા દીકરાની શાદી માટે ઘરેણાં બનાવી રાખી મૂકયાં હોય અને તેને બચ્ચાંઓના હવાલે કર્યાં નથી, બલકે પોતાની મિલકતમાં છે તો તેની મૂડી પર નિયમાનુસાર મા અથવા બાપ પર ઝકાત ફર્ઝ રહેશે અને જો બચ્ચાંઓની મિલકતમાં આપી દીધાં છે, તો જ્યાં સુધી તેઓ નાબાલિગ (અપકવ વયના) છે તો તેમના પર ઝકાત ફર્ઝ થશે નહિ અને બાલિગ (પુખ્ત વય) થયા પછી જો નિસાબ વગેરેની શર્તો પૂરી થતી હોય, તો વરસ ગુજરવા પર તેના પર ઝકાત ફર્ઝ થશે. *[ફતાવા મહમૂદિય્યહ–ડાભેલ : ૯/૩૭૬, મહમૂદુલ ફતાવા ૨/૭૫, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૧]*

## પરિણીતા પાસે રહેતા ઘરેણાંની ચોખવટ

સામાન્ય રીતે પરણેલી ઔરત સોના–ચાંદીના જે ઘરેણાંનો ઉપયોગ કરે છે, તે બધાં ઘરેણાં તેની માલિકીના નથી હોતાં, બલકે જે ઘરેણાં તેને તેના મા–બાપે આપ્યાં છે અથવા તેના ભાઈ–બહેનોએ અથવા તેના કોઈ અન્ય રિશ્તેદારે તેને ભેટ રૂપે આપ્યાં છે અથવા જે ઘરેણાં તેને પતિ તરફથી મહર પેટે અથવા બક્ષિસરૂપે

મળ્યાં છે, તે તેની પોતાની અંગત માલિકીના ગણાશે અને જે ઘરેણાં તેના પતિ અથવા સસરાએ ખરીદીને તેને માત્ર પહેરવા માટે આપ્યાં છે, બક્ષિસ નથી આપ્યાં, તો તે તેના પતિ અથવા સસરાની માલિકીના ગણાશે. સામાન્ય રીતે પરિણીતા પાસે આવાં વિવિધ પ્રકારનાં ઘરેણાં હોય છે, જેમાંથી તેણે પોતાના ઝકાતના નિસાબમાં ફક્ત પોતાની માલિકીના ઘરેણાં જ ગણવાના રહેશે. પતિ અને સસરાએ વાપરવા આપેલાં ઘરેણાં તેના નિસાબમાં નહિ ગણાય અને તેનાં પોતાનાં ઘરેણાં એકલા અથવા પોતાની ચાંદી અને જમા રોકડ રકમ મળીને માલદારીના નિસાબના પ્રમાણમાં હોય, તો માત્ર પોતાની માલિકીના સોના–ચાંદી અને રોકડની ઝકાત તેણે આપવી પડશે, બીજાઓની માલિકીના સોના–ચાંદીની ઝકાત તેણે નહિ આપવી પડે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૩, ૪૪]*

## મકાન બનાવવા માટે જમા કરેલ રકમ પર ઝકાત

કોઈ માણસે મકાન બનાવવા માટે રકમ જમા કરેલ છે, આ દરમિયાન ઝકાતની અદાયગીનો સમય આવી ગયો તો તેણે મજકૂર જમા કરેલ રકમની ઝકાત અદા કરવી પણ લાઝિમ છે.

*[ફતાવા મહમૂદિય્યહ–ડાભેલ : ૯/૩૩૯, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૨, ફતાવા દીનિય્યહ : ૨/૧૫૪]*

## દુકાન યા મકાન વગેરેના ભાડાની ડિપોઝિટ પર ઝકાત

આજકાલ મોટાં શહેરોમાં દુકાન અથવા મકાનના ભાડામાં મકાન અથવા દુકાનનો માલિક ડિપોઝિટના નામે જંગી રકમ વસૂલ

કરે છે, જેને દુકાન અથવા મકાન ખાલી કરતી વેળા પરત કરવામાં આવે છે, તો અહીંયા ચર્ચા આ બાબતે છે કે, એ ડિપોઝિટની રકમની ઝકાત કોણ અદા કરે ? ભાડૂત અથવા માલિક ? જાહેરી રીતે તો તેની હેસિયત રહન (ગીરો)ની જણાય છે, તેના કારણે તેની ઝકાત ગીરવી વસ્તુના નિયમાનુસાર ન તો માલિક પર ફર્ઝ હોવી જોઈએ અને ન તો ભાડૂત પર. *[મુસ્તફાદ : મહમૂદુલ ફતાવા : ૨/૨૬૨, ૪૬૧, નએ મસાઈલ ઔર ઉલમાએ હિંદકે ફેસલે : ૫૪, કિતાબુલ ફતાવા : ૩/૨૭૮]*

***નોટ :*** ડિપોઝિટની રકમને ગિરો માનવાની શકલમાં અસલ હુકમ આ રહેશે કે, એ ડિપોઝિટની રકમ દુકાન યા મકાનનો માલિક પોતાના ઉપયોગમાં અને પ્રયોગમાં બિલકુલ ન લાવે, બલકે અમાનતના રૂપે સુરક્ષિત રાખે, પરંતુ અમલ આથી ઊલટો છે, કેમ કે કોઈ પણ મકાન યા દુકાનનો માલિક ભાડૂતથી આ રકમને લઈને મહફૂઝ (સુરક્ષિત) રાખતો નથી, બલકે ખચકાયા વગર પોતાના અંગત ઉપયોગમાં લે છે, ઈલ્લા માશા અલ્લાહુ તઆલા. એટલા માટે યોગ્ય આ જણાય છે કે, ગીરવી મૂકેલ વસ્તુમાં ઉપયોગ કરી લેવાના કારણે તેને ગીરોના બદલે દૈને મઝમૂન (એવું દેવું જેનો જામિન હોય)ના દરજામાં રાખવામાં આવે, અર્થાત્ આ રકમ એવું સમજો કે માલિક પર ભાડૂતની તરફથી કરજ છે, એટલા માટે તેની ઝકાત મકાન યા દુકાનના માલિક પર વાજિબ નહીં થાય, બલકે ભાડૂત પર ફર્ઝ થશે, જે આ રકમનો મૂળ માલિક છે. જેમ કે જગવિખ્યાત અને સુપ્રસિદ્ધ ધર્મશાસ્ત્રી

અલ્લામહ શામી (રહ.)એ બયૂઉલ વફાઅ્‌ની કિંમત સંબંધિત ચર્ચા કરતાં જે અભિપ્રાય વ્યક્ત કર્યો છે, તેનાથી પણ ઉપરોક્ત બાબતને સમર્થન મળે છે. આદરણીય અલ્લામહ શામી (રહ.) લખે છે :

**"કુલ્તુ : ચંબગી લુઝૂમુહા અલલ મુશ્તરી ફક્ત અલલ કવ્‌લિલ્લઝી અલય્‌હિલ અમલુલ આન મિન અન્નલ બય્‌અલ વફાઇ મંઝિલુહૂ મંઝિલતિ ર્ઈહનિ વ અલય્‌હિ ફ-યકૂનુસ્સમનુ દય્‌નન્ અલલ્ બાઇઅ્‌."**

*[શામી–બૈરૂત : ૩/૧૬૬]*

તેમ છતાં આ વિશે આ ચોખવટ યોગ્ય છે કે જો ભાડા પેટેના કરારમાં મકાન અથવા દુકાન ખાલી કરાવવાનો કોઈ મર્યાદિત નજીકનો સમય નક્કી હોય, તો આ ડિપોઝિટની રકમ *'દૈને કવી'*ના દરજામાં લેખાશે અને જ્યારે નિયત થયેલ રકમ પર ભાડૂત દુકાન યા મકાન ખાલી કરી પોતાની રકમ વસૂલ કરશે, તો પાછલાં વરસોની ઝકાત પણ અદા કરવી પડશે અને જો ભાડા પેટેના કરારમાં મકાન યા દુકાન ખાલી કરાવવાની મુદત અચોક્કસ છે, તો "દૈને મુતવસ્સિત" યા 'દૈને ઝઈફ'ના દરજામાં છે, અર્થાત્ ભાડૂત રકમ વસૂલ કર્યા પછી પાછલાં વરસોની ઝકાત અદા કરવાનો ઝિમ્મેદાર નથી, બલકે જ્યારે રકમ તેના કબજામાં આવશે તે જ સમયથી હિસાબ શરૂ થશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૩]*

ઉસ્તાઝે મુહતરમ હઝરત મવ. મુફતી ઈસ્માઈલ સા. (રહ.) લખે છે : "ભાડૂતે ભાડે લીધેલા મકાન અને દુકાનની ડિપોઝિટ પેટે મકાન અને દુકાનના માલિકને આપેલી રકમનો સામાન્ય રીતે તેઓ ઉપયોગ કરે છે, તેને જે–તે હાલતમાં જમા રાખતા નથી, એટલે તેને ભાડૂતે આપેલું કર્ઝ ગણવામાં આવશે અને ભાડૂતે તે રકમ વસૂલ થાય ત્યારે પાછલાં બધાં વરસોની ઝકાત આપવી પડશે." *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૪]*

***નોટ*** : જેની સવિસ્તર ચર્ચાનું વાંચન તમે ઉપરોક્ત લખાણમાં કર્યું. —મુહમ્મદસઈદ

## ઝકાતના રૂપિયાથી મનીઑર્ડર ફીસ, ચેક યા ડ્રાફટનું મહેનતાણું આપવું

ઝકાતના રૂપિયાથી M.O.ની ફીસ અથવા ચેક યા ડ્રાફટનું મહેનતાણું અદા કરવું દુરુસ્ત નથી, કેમ કે તેમાં હકદાર ફકીર–ગરીબને માલિક બનાવવાની શર્ત પૂરી થતી નથી; બલકે આ બેંક અથવા ટપાલ કચેરીના કામનું વળતર છે, (એટલા માટે જે લોકો ઝકાતની રકમ ચેક દ્વારા અદા કરે છે અને ચેકની રકમ વસૂલ કરતી વેળા બેંક પોતાની વાજિબ રકમ કાપી હકદારને આપે છે, તો જેટલી રકમ બેંકે કાપી છે તેટલી રકમથી માલિકની ઝકાત અદા નહિ થાય, બલકે કપાયેલી રકમને ફરીવાર ઝકાતમાં આપવી પડશે.) *[ફતાવા મહમૂદિય્યહ : ૯/૪૮૪, ફતાવા દારુલ ઉલૂમ : ૬/૩૩૫, મર્ગૂબુલ ફતાવા : ૩/૩૫૦, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૪, ફતાવા દીનિય્યહ : ૨/૫૩૪]*

## દૂધ વેચવાની નિય્યતે પાળેલી ભેંસોનો હુકમ

અમુક લોકો તબેલામાં દૂધ માટે ભેંસો અથવા ગાયો ઉછેરવાનું કામ કરે છે, તો તે ભેંસો અને ગાયોની કિંમત પર ઝકાત ફર્ઝ નહિ થાય, બલકે તેનાથી પ્રાપ્ત થયેલ દૂધની આવક પર ઝકાત ફર્ઝ થશે. *[અહસનુલ ફતાવા : ૪/૨૭૭, ફતાવા મહમૂદિય્યહ : ૯/૪૨૮, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૪, ઝુબ્દતુલ ફતાવા : ૪/૬૯]*

## ઈંટોના ભઠ્ઠાની ઝકાતનો હિસાબ કેવી રીતે ?

ઈંટોના ભઠ્ઠામાં ઝકાતનો હિસાબ આ રીતે લગાડવામાં આવશે કે, ઝકાત અદા કરતી વેળા જેટલી ઈંટો કાચી યા પાકી મૌજૂદ હોય તેની કિંમત લગાડવામાં આવે અને ઈંટો બનાવવા માટે જે માટી ખરીદવામાં આવી હોય તેની પણ કિંમત મિલાવે, ત્યાર પછી અઢી ટકાના હિસાબથી ઝકાત કાઢે. અલબત્ત, કોલસા અને લાકડાં વગેરે જે ભઠ્ઠામાં સળગાવવા માટે ભેગા કરી રાખ્યાં છે તેની કિંમત પર ઝકાત નથી, કારણ કે આ બધી વસ્તુઓ બળીને રાખ થઈ જાય છે, બાકી રહેતી નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૪, ૧૪૫]*

## કયા કયા માલમાં ઝકાત ફર્ઝ નથી ?

નીચેના માલ–સામાનમાં ઝકાત ફર્ઝ નથી થતી, ભલેને તેની કિંમત કેટલીય હોય !

(૧) રહેવાનું મકાન, (૨) ભાડે આપેલા મકાન, દુકાન (અલબત્ત, તેની આવક પર નિયમાનુસાર ઝકાત ફર્ઝ થશે.)

(૩) વપરાશનાં કપડાં, ચાદરો, ફર્શ વગેરે, (૪) ગાડીઓ, (૫) ઘરની સાધન–સામગ્રી (ફ્રીઝ, કૂલર, વૉશિંગ મશીન વગેરે,) (૬) ગુલામ–બાંદીઓ (નોકર–નોકરાણીઓ) જે સેવાચાકરી માટે નિયુક્ત હોય, (૭) પોતાની સુરક્ષા માટે રાખેલાં હથિયાર, (૮) ઘરમાં ખાવા–પીવાનો ભંડોળ, (૯) સજાવટના વાસણો, (૧૦) હીરા–રત્નો (જ્યારે કે તે વેપાર અર્થે ન હોય), (૧૧) વાંચનલક્ષી પુસ્તકો, (૧૨) કળા– કૌશલ્યના ઓજારો અને મશીનો, કારખાનાઓ, ફેકટરીઓ, ભાડૂત બસો અને ટ્રકો અને ખેતીવાડીનાં સાધનો, જેમ કે ટ્રેકટર વગેરે. (તદુપરાંત, દરેક તે સામાન જે વેપારની નિય્યતથી ખરીદવામાં આવ્યો ન હોય.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૬, ઝુબ્દતુલ ફતાવા : ૪/૩૮]*

## ઘરમાં શૉ (Shows) માટેની વસ્તુઓ, વાસણો, કપડાં પર ઝકાત નથી

ઘરમાં શૉ માટેની વસ્તુઓ, ફર્નિચર, વાસણો (ચાહે વપરાશથી વધારે હોય) કપડાં (ભલેને જરૂરતથી વધારે હોય) પર ઝકાત નથી. અલબત્ત, સદ્ક–એ–ફિત્ર અને કુરબાની વાજિબ થવા માટે અને ઝકાત હરામ થવા માટે એની ગણતરી કરવામાં આવશે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૮૩, ૮૪, ફતાવા દીનિય્યહ : ૨/૫૨૩, ૫૨૪]*

## ઝકાતને રોકનારી માંગણીઓ

નીચેની માંગણીઓને મૂળ મૂડીમાંથી બાદબાકી કરવામાં આવે :

(૧) માલિકના શિરે કર્ઝની રકમ (ભલેને કર્ઝ રૂપિયા હોય યા સામાન હોય યા ખુલઅનો અવેજ યા ઝકાતની તે રકમ જેની ઈસ્લામી હુકૂમત તરફથી સ્પષ્ટ અથવા સંકેત રૂપે હોય)

(૨) ખરીદેલ વસ્તુની કિંમત જે ઝિમ્મેદારીમાં વાજિબ હોય.

(૩) કોઈના નષ્ટ કરેલ સામાનનો દંડ.

(૪) કોઈને જખમી કરવાનો ઝમાન (જમાનતની રકમ.)

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૬]*

## શું અવલાદના નિકાહ અસલી-બુનિયાદી હાજતોમાંથી છે

જો અવલાદ બાલિગ (પુખ્તવયની) છે તો તેના નિકાહ બાપના ઝિમ્મે ફર્ઝ નથી, બલકે નિકાહની ઝિમ્મેદારી શરઈ દષ્ટિએ અવલાદ પર છે અને જો અવલાદ નાબાલિગ (અપુખ્ત વયની) છે તો તેમના નિકાહનું શરઈ દષ્ટિએ જરૂરી ન હોવું બિલકુલ સ્પષ્ટ છે.

આથી જણાયું કે અવલાદના નિકાહ મૂળ હાજતોમાંથી નથી, એટલા માટે નિસાબપાત્ર મૂડી હોવાની શકલમાં બાપ પર ઝકાત ફર્ઝ થશે. *[મુસ્તફાદ : ફતાવા મહમૂદિય્યહ–ડાભેલ : ૯/૩૪૨, ૩૪૩]*

## ગત વર્ષની ઝકાતની રકમને બાદ કરી હિસાબ લગાડવો

જો કોઈ વ્યકિતએ એક વર્ષની ઝકાત અદા ન કરી, અહીંયા સુધી કે બીજું વર્ષ આવી ગયું તો પહેલા વર્ષની જે ઝકાતની રકમ

ફર્ઝ થઈ છે તે કેમ કે તેના ઝિમ્મે દૈન (દેવું) છે, એટલા માટે તે રકમને અલગ કરી ઝકાતનો હિસાબ લગાડવામાં આવે અને પુરાણી ફર્ઝ થયેલ રકમ કોઈ પણ સંજોગોમાં અલગથી અદા કરવી પડશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૭]*

## હુકૂકુલ્લાહથી સંબંધિત કયા તકાદાઓ ઝકાતને રોકતા નથી ?

દરેક તે દેવું જેનો સંબંધ અલ્લાહ તઆલાના હકોથી છે અને કોઈ વ્યકિત તરફથી તેની માંગણી ન હોય, *દા. ત.* મન્નત, કફ્ફારો, સદક–એ–ફિત્ર અને હજનો વુજૂબ તો તેની રકમોને મૂળ મૂડીમાંથી કમ કરવામાં નહીં આવે, બલકે જો એ કામો અર્થે રકમ રાખી હોય અને વર્ષ પૂરું થવાનો સમય આવી જાય તો તે પૂરી રકમ પર ઝકાત ફર્ઝ થશે. (*દા. ત.* કોઈ શખ્સે હજનો ઈરાદો કર્યો છે અને રમઝાનમાં તેનું વર્ષ પૂરું થાય છે અને તેણે હજ માટે જે રકમ રાખેલ છે તે વર્ષ પૂરું થતી વખતે તેની પાસે હાજર છે તો કુલ રકમ પર ઝકાત ફર્ઝ થશે, હજની રકમની બાદબાકી કરવામાં નહિ આવે.) *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૭]*

## શું ઔરત પર પોતાની બાકી મહેરની ઝકાત ફર્ઝ છે ?

જ્યાં સુધી ઔરત પોતાની મહેર પર કબજો ન મેળવે ત્યાં સુધી તેની ઝકાત તેણી પર ફર્ઝ નથી, બલકે જ્યારે ઔરતના કબજા

હેઠળ આવશે તે જ સમયે ઝકાતનો હિસાબ શરૂ થશે, એ દૈને ઝઈફના હુકમમાં છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૭]*

## જે કર્ઝની પ્રાપ્તિની ઉમ્મીદ ન હોય, તેની ઝકાત ફર્ઝ નથી

જો કર્ઝ લેનાર કર્ઝનો ઈન્કાર કરે છે અને માલિક પાસે શરઈ પુરાવા ન હોય, તો આવા કર્ઝ પર ઝકાત ફર્ઝ નથી. અલબત્ત, જો તે કર્ઝ પછી કોઈ પણ રીતે મળી જાય, તો હવે વર્ષના ગુજરવા પર અથવા બીજા નિસાબ સાથે મિલાવીને તેની ઝકાત ફર્ઝ થશે. પાછલાં વર્ષોની ઝકાત ફર્ઝ નહિ થાય. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૮]*

## પ્રૉવિડન્ટ ફંડની ઝકાત

નોકરિયાતના પગારમાંથી જે ભાગ જબરદસ્તી કાપી જમા કરી લેવાય છે, જેને પ્રૉવિડન્ટ ફંડ કહે છે, તેના પર ઝકાત ફર્ઝ નથી. તે ફંડમાંથી નોકરી દરમિયાન કર્ઝ પેટે જો રકમ કાઢી લેવામાં આવે તો પણ તેની ઝકાત ફર્ઝ થશે નહિ. અલબત્ત, નોકરી–સર્વિસ પૂરી થવા પર જ્યારે એ રકમ નોકરને મળશે તો તે કબજો કરેલ માલમાં સામેલ થશે અને અગાઉ નિયમાનુસાર ઝકાત ફર્ઝ થશે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૮]*

ઉસ્તાઝે મુહતરમ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ સા. (રહ.) લખે છે : "પોતાના પગારમાંથી સરકારના કાયદા મુજબ જે રકમ પ્રૉવિડન્ટ ફંડના નામે કપાય છે તેને હાલ પોતાની પાસે

જમા રકમ સાથે ગણતરીમાં નહિ લેવી પડે. જ્યારે તે ફંડની રકમ વસૂલ થઈ જાય તો જો પોતાની પાસે તે ફંડ વસૂલાતના સમયે ઝકાતપાત્ર કોઈ મૂડી નિસાબભર પહેલેથી હતી તો હવે ફંડની રકમની તે વર્ષની ઝકાતને મૂડી સાથે આપવાની રહેશે અને જો ફંડની વસૂલાત થતી વખતે કોઈ ઝકાતપાત્ર મૂડી નિસાબભર ન હતી તો હવે વસૂલાત પછી જ્યારે ફંડની રકમ પર વર્ષ વીતી જાય અને કોઈ દેવું–કર્ઝ વગેરે ન હોય ત્યારે ઝકાત આપવી ફર્ઝ થશે, પણ જો કોઈ માણસ એહતિયાત કરી પ્રૉવિડન્ટ ફંડની રકમને ગણતરીમાં લે અને વસૂલ થયે પાછલાં વર્ષોની પણ ઝકાત આપે તો બેહતર છે.'' *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૫૨–૫૩]*

***નોટ*** : પ્રૉવિડન્ટ ફંડ અમુક સૂરતોમાં મરજિયાત હોય છે, અર્થાત્ કંપની તરફથી રકમ જમા કરવી લાઝિમ હોતી નથી, બલકે નોકરિયાતના અધિકારમાં રહે છે અને તે જ્યારે ઈચ્છે ત્યારે મરજિયાતથી જમા કરાવેલ રકમને કાઢી પોતાના ઉપયોગમાં લાવી શકે છે, તો આવી શકલમાં આ મરજી મુજબ જમા કરાવેલ રકમ પર ઝકાત ફર્ઝ થશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૮, ઝુબ્દતુલ ફતાવા : ૪/૭૧]*

## ગુમ થયેલ માલ મળી ગયો તો...

જો કોઈનો સામાન ગુમ થઈ ગયો હતો અથવા કોઈએ છીનવી લીધો હતો, બાદમાં તે કેટલાંય વર્ષો પછી તેને મળ્યો તો તેના પર પાછલાં વર્ષોની ઝકાત ફર્ઝ નહિ થાય. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૯]*

## વપરાશ પેટેના હીરા અને મોતી પર ઝકાત ફર્ઝ નથી

હીરાઓ અને મોતીઓ અને રત્નો જેને વપરાશ પેટે ખરીદેલ છે તો તેના પર ઝકાત નથી, ભલેને તે કેટલીયે કિંમતના કેમ ન હોય. અલબત્ત, જો હીરાઓનો વેપાર કરે છે તો તે માલે તિજારતના એ'તિબારથી તેની કિંમત પર ઝકાત ફર્ઝ થશે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૯, ફતાવા દીનિય્યહ : ૨/૫૨૧–૫૨૨]*

## પૂરો નિસાબ સદકહ કરી દીધો તો સાથોસાથ ઝકાત પણ અદા થઇ ગઇ

જો કોઈ શખ્સ કોઈ નિસાબનો માલિક થયો, પછી તેણે તે નિસાબને ઝકાતની નિય્યત વગર સદકહ કરી દીધો તો તેના ઝિમ્મેથી તે નિસાબની ઝકાતનું કર્તવ્ય ચૂકતે થઈ ગયું.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૪૯]*

## એડવાન્સ ઝકાત આપવી

જો કોઈ માણસે નિસાબ પ્રમાણેનો માલ કબજા હેઠળ આવ્યા પછી હિસાબ લગાવી અમુક વર્ષોની એડવાન્સ– અગાઉથી ઝકાત અદા કરી દીધી તો પણ તેની અદાયગી દુરુસ્ત લેખાશે. (તેમ છતાં જો આગામી વરસોમાં જો માલ વધી જાય તો તે જ હિસાબથી વધુ ઝકાત કાઢવી પડશે.)

*[મસાઈલે બેહિશ્તી ઝેવર : ૩૧૫, કિતાબુલ મસાઈલ : ૨/૧૪૯]*

## સંભવિત આવકની એડવાન્સ ઝકાત

ઝકાતનું વરસ પૂરું થતાં પહેલાં ઝકાત આપવી જાઈઝ છે અને પૂરા વરસ દરમિયાન સંભવિત ઝકાતપાત્ર આવકની ઝકાત પહેલેથી આપી દેવી એ પણ જાઈઝ છે. અલબત્ત, આવી સૂરતમાં ઝકાતની અદાયગીના સહીહ થવા માટે ઝકાત આપતી વખતે સાહિબે નિસાબનું માલદાર હોવું અનિવાર્ય અને જરૂરી છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૧૫]*

## ગીરવી વસ્તુ પર ઝકાતનો હુકમ

જો કોઈ વસ્તુ (ઘરેણાં અથવા બીજો કોઈ સામાન) કરજના અવેજમાં ગીરો મૂકી હોય તો જ્યાં સુધી તે ગીરવી વસ્તુ રાખનારના કબજામાં રહેશે તેની ઝકાત ફર્ઝ નહીં થાય, ન ગીરવી મૂકનાર પર (કબજો ન હોવાના કારણે) અને ન ગીરવી રાખનાર પર (માલિકી ન હોવાના કારણે) અને ગીરવી મૂકનાર જો કરજ અદા કરી તેને છોડાવી લે, તો પણ તેની પાછલાં વરસોની ઝકાત તેના પર ફર્ઝ નહીં થાય. *[શામી : ૩/૧૮૦, તબ્યીનુલ હકાઈક : ૨/૨૭, બહરુર્રાઈક : ૨/૩૫૫]*

***નોટ*** : અહીંયા અમુક લોકોએ આ સૂચન અને મંતવ્ય અપનાવ્યું છે કે, જો ગીરવી મૂકેલ વસ્તુની કિંમત કરજની રકમથી વધારે હોય, *દા. ત.* કરજ એક લાખ હોય અને ગીરવી મૂકેલ ઘરેણું બે લાખનું છે તો ગીરવી મૂકનાર પર એક લાખની ઝકાત ફર્ઝ થશે, કેમ કે તે હિસ્સો અમાનત છે. એટલા માટે ગીરવી વસ્તુ

પરત મળ્યા પછી પાછલાં વરસોની ઝકાત પણ તેણે અદા કરવી પડશે, પરંતુ અલ્લામહ શામી (રહ.) અને બહરના લખાણથી આ જ મા'લૂમ પડે છે કે, કરજની રકમ ભલેને ગીરવી મૂકેલ વસ્તુની કિંમતથી ઓછી હોય યા વધુ, કોઈ પણ ભોગે ગીરવી મૂકનાર પર અને ગીરવી રાખનાર પર પાછલાં વરસોની ઝકાત ફર્ઝ નહીં થાય. *[જુઓ, શામી : ૩/૧૮૦, તકરીરાતે રાફિઈ : ૩/૧૨૭, કિતાબુલ મસાઈલ : ૨/૧૫૦]*

## વેપારના માલમાં વેચાણ કિંમત ગણાશે

વેપારના માલની ઝકાતમાં આ જોવામાં આવશે કે ઝકાત વાજિબ થવાના સમયે તેની બજારની કિંમત શું છે ? તે જ કિંમતનો હિસાબ લગાવી ઝકાત અદા કરવામાં આવશે, વેપારીની ખરીદ કિંમતને ગણવામાં નહિ આવે. (*દા. ત.* કોઈ વેપારીએ એક સો રૂપિયામાં સામાન ખરીદયો અને દુકાન પર) લાવી તે નફા સાથે બસો રૂપિયામાં વેચે છે તો તે વેચાણ કિંમતના એ'તિબારથી જ ઝકાત કાઢવી પડશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૦, ૧૫૧]*

ઉસ્તાઝે મુહતરમ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ સા. (રહ.) "વેપારના માલની ઝકાત કયા ભાવથી આપે ?" આ બાબતે સવિસ્તર ચર્ચા કરતાં લખે છે : "કોઈ માલ– સામાનનો વેપાર કરતો વેપારી વેપારના સામાનની ઝકાત રોકડ રકમથી અદા કરવા ચાહે તો વેપારના માલ–સામાનનો ભાવ અલગ અલગ

હોય છે, ફેકટરીએ બનાવેલા સામાનની એક પડતર કિંમત હોય છે, જે કિંમતમાં સામાન તૈયાર થાય છે. બીજો ભાવ માલ-સામાનનું ઉત્પાદન કરતી તે ફેકટરીઓનો તે હોય છે જે ભાવથી પોતાના માલ-સામાન મોટા મોટા વેપારીઓને વેચે છે. ત્રીજો ભાવ મોટા મોટા વેપારીઓનો હોય છે, જે ભાવથી હૉલસેલમાં પોતાના વેપારનો સામાન છૂટક વેચનારા નાના વેપારીઓને વેચે છે. ચોથો ભાવ છૂટક બજારમાં હોય છે, જે ભાવથી નાના વેપારીઓ અને દુકાનદારો છૂટક ગ્રાહકોને વેચે છે. પાંચમી મોટા હૉલસેલર અને છૂટક વેપારીની ખરીદ કિંમત હોય છે, જે કિંમતમાં તેણે વેપારના માલ-સામાન ખરીદ કરેલ હોય છે.

આ બધી કિંમતો અને ભાવોમાંથી છૂટક વેચનાર નાનો વેપારી તો પોતાની દુકાનના માલ-સામાનની ઝકાતનો હિસાબ છૂટક ભાવથી કરશે અને તેણે છૂટક ભાવના હિસાબે માલ-સામાનની ઝકાત રોકડમાં અદા કરવાની રહેશે.

ફેકટરીના માલિકે પોતાનું ઉત્પાદન વેચવાનો જે ભાવ નક્કી કર્યો હોય, પોતાના જમા ઉત્પાદનની ઝકાત તે વેચાણ ભાવથી તે અદા કરે એ જાઈઝ છે અને મોટા હૉલસેલર વેપારીએ નાના વેપારીઓને વેચવા માટે જે પોતાનો ભાવ નક્કી કર્યો હોય, પોતાના વેપારના માલ-સામાનની ઝકાત તે વેચાણ ભાવથી અદા કરે એ જાઈઝ છે. અલબત્ત, પડતર કિંમતથી અથવા ખરીદ કિંમતથી માલ-સામાનની ઝકાતનો હિસાબ કરવો જાઈઝ નથી." *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૧]*

## સોના-ચાંદીમાં કઇ કિંમત ગણવામાં આવે ?

સોના–ચાંદીમાં ઝકાત અસલ વજનના એ'તિબારથી ફર્ઝ થાય છે. (*દા. ત.* ચાળીસ (૪૦) ગ્રામ સોનામાં એક ગ્રામ સોનું ફર્ઝ થાય છે.) હવે તેની અદાયગી રૂપિયા દ્વારા કરવાનો ઈરાદો છે તો શ્રેષ્ઠ વાત આ છે કે, વાજિબ થયેલ વજનનું સોનું બજારમાં જેટલાનું મળે છે તે એ'તિબારથી ઝકાત કાઢશે, કે તેમાં ફકીરોનો નફો વધારે છે, પરંતુ જો પોતાની પાસે મવજૂદ સોનું બજારમાં જેટલાનું વેચાય તેનો લિહાઝ કરી ઝકાત કાઢશે તો પણ ફર્ઝ અદા થઈ જશે, કેમ કે શરીઅત તરફથી અસલ તકાદો તે જ સોના–ચાંદીની છે, જે માલિકીમાં હાલ ખાતે મૌજૂદ છે, એટલા માટે તેની વેચાણ કિંમતને ગણવામાં આવશે. (*દા. ત.* બજારમાં સોનાની કિંમત પચ્ચીસ હજાર (૨૫,૦૦૦) રૂપિયામાં દસ ગ્રામ છે. જ્યારે કે આપણે પોતાનું સોનું વેચવા ઈચ્છીએ તો સોની તેવીસ હજાર (૨૩,૦૦૦) રૂપિયામાં દસ ગ્રામના હિસાબથી કિંમત લગાવે છે, તો આપણી ઉપર અસલ ઝકાતનો વુજૂબ તેવીસ હજાર પ્રતિ દસ ગ્રામના હિસાબથી જ થશે, કેમ કે આ જ તેની મૂળ કિંમત છે.)

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૧, ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૧૦]*

## ઇમીટેશન જ્વેલરી પર ઝકાતનો હુકમ

સોના–ચાંદી સિવાયનાં ઘરેણાં (ઈમીટેશન જ્વેલરી) જો જાતી–પોતાના વપરાશ માટે હોય તો તેના પર ઝકાત વાજિબ

નથી. અલબત્ત, જો કોઈ શખ્સ તે ઘરેણાંની તિજારત–વેપાર કરે છે તો તેને તિજારતનો માલ ગણી ઝકાત ફર્ઝ થશે.

*[મસાઈલે બેહિશ્તી ઝેવર : ૩૧૨, કિતાબુલ મસાઈલ : ૨/૧૫૧, ૧૫૨]*

## હરામ માલમાં ઝકાતનો મસ્અલહ

જે માલ હરામ તરીકાથી (*દા. ત.* વ્યાજ, લાંચ અથવા લૂંટફાટ વગેરે દ્વારા) મેળવવામાં આવ્યો હોય તો તે બધા જ માલને મૂળ માલિક સુધી પહોંચાડી આપવો અને માલિકોની જાણ ન હોય તો ગરીબો પર વહેંચી આપવો જરૂરી છે, એટલા માટે આવા હરામ માલને ઝકાતનો હુકમ લાગુ પડતો નથી. અલબત્ત, જો હલાલ અને હરામ માલ એરીતનો મિશ્રિત હોય કે તેનો હિસાબ અલગ અલગ ન થઈ શકતો હોય તો આ મિશ્રિત માલની ઝકાત ફર્ઝ થશે. *[ફતાવા મહમૂદિય્યહ–મેરઠ : ૧૪/૩૨–૩૩, કિતાબુલ મસાઈલ : ૨/૧૫૨]*

## લાભ પહોંચાડવાથી ઝકાતની અદાયગી નહિ થાય

ઝકાતની અદાયગી માટે નિયુક્ત થયેલ માલ જરૂરી છે, એટલા માટે કોઈ વસ્તુના નફાને ઝકાતમાં ગણવામાં નહિ આવે, દા. ત. કોઈ માણસે પોતાની ગાડી કોઈ ફકીરને આપી દીધી અને તેનાથી થતું ભાડું ઝકાતમાં મિલાવી લીધું અથવા મકાન રહેવા માટે આપ્યું અને તેના ભાડામાં ઝકાતની નિય્યત કરી લીધી તો તેનાથી ઝકાતની અદાયગી નહિ થાય. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૨]*

## માલદાર મુસાફિરનો માલ રસ્તામાં બરબાદ થઇ ગયો

જો કોઈ મુસાફિર પોતાની જગ્યાએ–વતનમાં સાહિબે હેસિયત હોય, પરંતુ સફર દરમિયાન તેનો માલ ખુવાર થઈ જાય (*દા. ત.* ખિસ્સું કપાય જાય) તો તેના માટે પોતાના વતન પહોંચવા જેટલો માલ ઝકાતના ફંડમાંથી લેવો જાઈઝ છે, પરંતુ એ બહાને વધુ માલ સમેટવો દુરુસ્ત નહિ થાય. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૨, ૧૫૩]*

## માલદાર મુસાફિરની પાસે ઝકાતની રકમ બચી ગઇ

જે માલદાર મુસાફિરે જરૂરતના સમયે સફર દરમિયાન ઝકાતની રકમ વસૂલ કરી હતી, જો વતન પરત થવા પર ઝકાતની રકમનો કોઈ ભાગ બચી જાય તો તે પોતાની જરૂરિયાતમાં વિના સંકોચે વાપરી શકે છે, તે વધેલ રકમનો સદકહ કરવો તેના ઉપર લાઝિમ અને જરૂરી નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૨, ૧૫૩]*

## માલિકે ઝકાતની નોટની અદલાબદલી કરવી

જો માલિકે ઝકાતની રકમ અલગ કરી રાખી છે અને હજુ ફકીરના કબજામાં આપી નથી, તો તે તે રકમની ફેરબદલી કરવાનો અધિકાર રાખે છે, ત્યાં સુધી કે જો ઈચ્છે તો બીજી જરૂરિયાતમાં ખર્ચ કરી તેની જગાએ બીજી રકમ રાખી મૂકે અથવા બીજી રકમથી ઝકાત અદા કરી મૂકેલી રકમમાંથી વસૂલ કરી લે તો તેમાં કોઇ વાંધો નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૩]*

ઉસ્તાઝે મુહતરમ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ સા. ભડકોદ્રવી (રહ.) લખે છે : "ઝકાતમાં માલિકે નિસાબ માલદારે મોકલેલી કે આવેલી રકમ પર જ હકદારોને ઝકાત પેટે આપવી જરૂરી નથી, બલકે જો તે રકમ પોતાની પાસે જમા રહેવા દઈ પોતાની માલિકીની રકમ એ નિય્યતે તેની ઝકાત અદા કરવા માટે હકદારોને આપે કે હું પોતાની રકમ આપીને તેની જમા રકમમાંથી મારી રકમ લઈ લઈશ, તો પણ રકમ મોકલનારની ઝકાત અદા થઈ જશે." *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૦૪]*

## વકીલે ઝકાતના રૂપિયા અદલબદલ કરવા

મદ્રસાના સફીર અથવા માલિકનો વકીલ અમીન (વિશ્વસનીય) હોય છે, એટલા માટે મૂળ વાત આ છે કે ઝકાતમાં પ્રાપ્ત થયેલ અસલ રકમનો અદલોબદલો કર્યા વગર મદ્રસા અથવા કોઈ હકદાર સુધી પહોંચાડે, પણ જો જરૂરત હોય તો નોટ બદલવાની અને ચેન્જ કરાવવાની પણ ગુંજાઈશ છે, કેમ કે ઝકાતમાં રૂપિયા નક્કી નથી હોતા, બલકે અસલમાં પૂંજી અને માલિય્યત નક્કી હોય છે, તેમાં વધઘટ ન હોવી જોઈએ. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૩–૧૫૪]*

## ઝકાતના માલમાં તે જગાની કિંમત ગણવામાં આવશે જ્યાં માલ છે

ઝકાતની અદાયગીમાં ઝકાતના માલની તે કિંમત ભરોસાપાત્ર થશે, જ્યાં માલ છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૪]*

## વરસ પૂરું થયા પછી પૂરો માલ ચોરી અથવા પાયમાલ થઇ જાય તો ?

કોઈ વ્યક્તિના માલ પર વરસ પૂરું થયા પછી ઝકાત અદા કરતાં પહેલાં તે બધો જ માલ ચોરી થઈ ગયો અથવા બીજી કોઈ રીતે ખુવાર થઈ ગયો તો ઝકાત માફ થઈ ગઈ.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૪]*

## વર્ષ પૂરું થયા પછી માલને બરબાદ કરી દેવો

કોઈ માણસના માલ પર વર્ષ પૂરું થઈ ગયું, ત્યાર બાદ તેણે જાણીબૂઝીને તેને હલાક કરી દીધો તો તેનાથી ઝકાત સાકિત (૨૬) નહિ થાય, બલકે કાનૂન મુજબ ઝકાત ફર્ઝ રહેશે, બાદમાં જ્યારે પણ તેની પાસે માલ આવે ત્યારે તેની ઝકાત અદા કરે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૫૪]*

## ખરીદેલ બિયારણ યા ખાતર પર ઝકાત નથી

જમીન માટે જે રકમથી બિયારણ અને ખાતર ખરીદીને રાખી મૂકયાં છે તો તેના ઉપર ઝકાત નથી.

*[આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫/૧૧૬]*

## અમાનતની રકમ પર ઝકાત કોણ આપે ?

કોઈની પાસે અમાનતની રકમ છે તો તેની ઝકાત તે માણસ કાઢશે જે તેનો માલિક છે. અમીન (અમાનત રાખનાર) પર ઝકાત ફર્ઝ નહિ થાય. *[મુસ્તફાદ : આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫/૭૭]*

## અંદાજો લગાવી ઝકાત કાઢવી સહીહ છે ?

દુકાન, ફેકટરી વગેરેની ઝકાત કાઢતી વખતે પૂરેપૂરો હિસાબ લગાવીને જ ઝકાત કાઢવામાં આવે. જો અંદાજો લગાવવામાં ભૂલ–ચૂક થઈ ગઈ તો ફર્ઝ ઝકાત ઝિમ્મે બાકી રહેશે. જો પૂરી રીતે હિસાબ કરવો શક્ય ન હોય તો વધુથી વધુ અંદાજો લગાવવો જોઈએ. *[આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫/૯૩]*

## હપ્તાવાર કિંમત પર ઝકાતનો હુકમ

જો કોઈ માણસે કોઈ વસ્તુ (*દા. ત.* ગાડી, પ્લોટ, ખેતર, હોટલ વગેરે)ને તિજારતની નિય્યતથી ખરીદી હોય અને પછી તેને હપ્તાવાર નફા પર વેચી તો તેમાં ઝકાત દરેક હપ્તો વસૂલ થયા પછી ફર્ઝ થશે. જ્યારે પણ કમસે કમ ચાળીસ રૂપિયા (*દા. ત.*) હપ્તા રૂપે વસૂલ થાય તો તેમાં ચાળીસમો ભાગ દેવો જરૂરી ઠરશે. જો ચાળીસમા ભાગથી ઓછો હોય તો જો તેની પાસે પહેલેથી કોઈ નિસાબપાત્ર માલ–વસ્તુ મૌજૂદ છે, તો હપ્તાથી મળનારી રકમને તેની સાથે મિલાવી કુલ માલથી ઝકાત અદા કરવી જરૂરી છે, નહિતર પૂરો નિસાબ થવા બા'દ ઝકાત આપવી લાઝિમ છે.
*[ફતાવા હક્કાનિય્યહ : ૪/૭૧, આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫/૧૧૩]*

## સંયુક્ત કુટુંબના સભ્યોના સોનાથી નિસાબ

એક ઘરમાં સંયુક્ત કુટુંબમાં રહેતી બધી વ્યક્તિઓનું સોનું–ચાંદી જમા કરી ઝકાતનો નિસાબ નહિ ગણવામાં આવે. જો દરેક

વ્યક્તિની અંગત માલિકીનું સોનું–ચાંદી નિસાબના પ્રમાણમાં ન હોય અને સોના–ચાંદી સાથે બીજી કોઈ વસ્તુ ઝકાત પાત્ર ન હોય તો કોઈના ઉપર ઝકાત ફર્ઝ નહિ થાય. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૬૨]*

## પતિ-પત્નીના સંયુક્ત ઘરેણાંમાં ઝકાત

જો ઔરતને શૌહર તરફથી મળેલ ઘરેણાંમાં ઔરતની માલિકી હોય અને કુલ ઘરેણાંની ગણતરી કરીને જ્યારે નિસાબ સુધી પહોંચી જાય તો તેની ઝકાત ઔરત અદા કરશે, પરંતુ જો શૌહરે ઘરેણાં ઔરતને વાપરવા રૂપે આપ્યા છે તો આવી હાલતમાં સંયુક્ત ઘરેણાંથી ઔરતનો પોતાનો ભાગ જો નિસાબ સુધી પહોંચી જાય તો પછી ઔરત માટે પોતાના ભાગની ઝકાતની અદાયગી જરૂરી છે અને સંયુક્ત ઘરેણાં નિસાબ સુધી પહોંચતા હોય, પરંતુ શૌહર અને ઔરતનો અંગત માલિકીનો ભાગ નિસાબ મુજબ ન હોય તો પછી કોઈના ઉપર ઝકાત વાજિબ નહિ થાય. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૩૭]*

## પતિ કર્ઝદાર હોવાની સૂરતમાં પત્નીની ઝકાત નામંજૂર નહિ થાય

જો કોઈની ઔરત (પોતાની માલિકી ધરાવતી) સાહિબે નિસાબ છે, પરંતુ તેનો પતિ એટલો કર્ઝદાર છે કે તેનું દેવું– કર્ઝ નિસાબથી વધારે છે તો આવી સૂરતમાં ઔરત પર ઝકાત ફર્ઝ છે. પતિના કર્ઝની ગણતરી કરવામાં નહિ આવે.

*[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૧૭, ૫૧૮]*

## લાંબી મુદ્દતવાળા કર્ઝોમાં ઝકાતનો હુકમ

અમુક લોકો બેંકો પાસેથી લાંબી મુદત માટે કર્ઝ–દેવું લે છે, તો આવા કર્ઝના સિલસિલામાં ધર્મશાસ્ત્રીઓના બે મત છે, પરંતુ નિયમાનુસાર અને બાહ્ય રીતે જેને પરોગામી ધર્મશાસ્ત્રીઓએ ઉત્તમ અને શ્રેષ્ઠ પણ ઠેરવ્યું છે તે આ છે કે આવાં કર્ઝો ઝકાત ફર્ઝ થવાને રોકનાર નથી. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૧૦]*

## ઈનામી બ્રાન્ડ્ઝ પર ઝકાત ફર્ઝ છે

જો કોઈની પાસે નિસાબની માત્રા જેટલું ઈનામી બ્રાન્ડ્ઝ છે તો તેમાં દૈને મુતવસ્સિતની વ્યાખ્યા ફીટ થાય છે, એટલા માટે કે બ્રાન્ડ્ઝ ખુદ માલ નથી, બલકે તે એ માલની પહોંચ–રસીદ છે, જે હુકૂમત (બેંકવાળા) અથવા કોઈ પ્રાઈવેટ સંસ્થાની પાસે કર્ઝના રૂપે મૌજૂદ છે, એટલા માટે બ્રાન્ડ્ઝની માલિય્યત પર ઝકાત ફર્ઝ છે, પરંતુ જ્યારે એ બ્રાન્ડ્ઝ માલિય્યત (રકમ)નું રૂપ ધારણ કરી હાથમાં આવી જાય તો પાછલા અને મૌજૂદ વરસ એમ દરેકની ઝકાત આપવી જરૂરી થશે. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૦૫]*

## પ્રાઈઝ બ્રાન્ડ્ઝ ઝકાતમાં આપવી

જો કોઈની પાસે પ્રાઈઝ બ્રાન્ડ્ઝ હોય અને તેને ઝકાતમાં આપવા ઈચ્છે તો કેમ કે ખુદ બ્રાન્ડ્ઝ માલ નથી, બલકે એ તે માલની પહોંચ–રસીદ છે, હુકૂમત (બેંકવાળાઓ) પાસે તેની માલિય્યત (પૂંજી–રકમ)ની સૂરતમાં મૌજૂદ છે, જ્યારે ઝકાતમાં

માલનો માલિક બનાવવું જરૂરી છે અને ઝકાતની એક મહત્ત્વપૂર્ણ શર્ત છે, જે અહિયા મૌજૂદ નથી, એટલા માટે ઝકાતમાં પ્રાઈઝ બ્રાન્ડ્ઝ દેવાથી ઝકાત અદા નહિ થાય. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૦૬]*

## દીકરીની મહેરની રકમ બાપે લીધી હોય તો ઝકાત કોના ઉપર ?

એક માણસે પોતાની દીકરીની મહેર જે લગભગ નિસાબ મુજબ છે, તેને લઈ પોતાની પાસે રાખી મૂકી, તો વરસ પૂરું થવા પછી ઝકાત કોના ઉપર લાઝિમ છે ? તો આ બાબતે છણાવટ આ છે કે જો બેટીએ શર્મો–હયાના કારણે એ રકમ પોતાના પિતાને આપી દીધી હોય તો આ હદિયાની ગણતરી નહિ થાય, કેમ કે હદિયામાં ભેટ આપનારની ખુશી અનિવાર્ય છે. બસ, આ શકલમાં ઝકાત છોકરી પર ફર્ઝ થશે અને બાપ માટે તે રકમનો વપરાશ જાઈઝ નથી.

અલબત્ત, છોકરીએ એ રકમ ખુશીથી બાપને આપી હોય તો પછી બાપ માટે તેનો ઉપયોગ દુરુસ્ત છે અને એ રકમની ઝકાત બાપ પર ફર્ઝ થશે. *[મુસ્તફાદ ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૦૦]*

## શાદી માટે જમા રાખેલ રકમમાં ઝકાતનો હુકમ

જો કોઈ માણસે શાદી માટે અમુક રકમ જમા કરી છે, જો કે તે રકમ ઝકાતના નિસાબને વટાવી ગઈ છે, તો જ્યાં સુધી આ

રકમ શાદીમાં ખર્ચ નહિ થાય ત્યાં સુધી (ભલેને તે શાદીની જરૂરત માટે છે) ઝકાતના ફર્ઝ ન થવા પર કોઈ અસર નહિ કરે અને તેના પર નિયમાનુસાર ઝકાત ફર્ઝ થશે.

આવી જ રીતે જો કોઈ બાપે પોતાની અવલાદની શાદી માટે રકમ જમા કરેલ છે અને નિસાબ સુધી પહોંચી છે, તો વર્ષ પૂરું થયા પછી તે રકમ પર ઝકાત ફર્ઝ છે. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૪૯૪]*

## એડવાન્સ ભાડાની રકમમાં ઝકાત માલિક પર યા ભાડૂત પર ?

આજકાલ બજારોમાં એક અજીબો–ગરીબ રિવાજ ચાલ્યો છે કે મોટી મોટી માર્કેટોના માલિક–દુકાનદાર (ભાડૂત)થી એડવાન્સ ભાડું લે છે, તે પુષ્કળ રકમથી દુકાનનો માલિક માસિક પોતાનું ભાડું બાદ કરતો રહે છે. હવે પ્રશ્ન આ છે કે તે રકમની ઝકાત કોના ઉપર ફર્ઝ થશે ? દુકાનના માલિક પર યા ભાડૂત પર ? તો આ વિશે શાસ્ત્રોક્ત અને ધર્મચીંધ્યા લખાણોથી મા'લૂમ પડે છે કે એડવાન્સ ભાડું લેવાથી દુકાનનો માલિક તે ભાડાનો માલિક બની જાય છે, ભાડૂત તેનાથી માંગણી નથી કરી શકતો, એટલા માટે તે પૂંજીની ઝકાત દુકાનના માલિક પર જ ફર્ઝ છે અને તે જ તેની ઝકાત ચૂકવશે, ભાડૂત પર ઝકાત ફર્ઝ નથી. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૦૭]*

આવી જ રીતે જમીનના ભાડા પેટે એડવાન્સ ચૂકવેલ રકમ પર જમીનના માલિક પર ઝકાત આવશે અને જો કર્ઝ પેટે આપી હોય તો પછી ભાડૂત પર ઝકાત રહેશે. *[ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૫૩]*

## ઝકાતમાં પોતાની કરન્સીની ગણતરી કરવામાં આવે

ઝકાત આપનારે જે દેશની કરન્સી (ચલણ)થી ઝકાત અદા કરી છે, ત્યાંની કરન્સીનો એ'તિબાર થશે. પોતાના દેશની કરન્સીથી જેટલા માલની ઝકાત અદા કરી છે તેટલા જ માલની ઝકાત શુમાર થશે, બીજા દેશની કરન્સી ભલે ઓછી હોય યા વધુ.

બીજા શબ્દોમાં એવું સમજો કે જે રકમ મોહતાજ યા મોહતાજોને આપવામાં આવી છે, તે ઝકાત અદા કરનારના માલનો ચાળીસમો ભાગ હોવો જોઈએ, જે કરન્સીથી ઝકાત અદા કરવામાં આવી હોય તે કરન્સીના હિસાબથી ચાળીસમા ભાગની ગણતરી થશે. *[મુસ્તફાદ આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫/૧૮૭]*



# ઝકાતની અદાયગી અને મસારિફે ઝકાત (ઝકાતનાં વ્યય-સ્થાન)

## મસારિફે ઝકાત
## (ઝકાતનાં વ્યય-સ્થાનો)

ઈસ્લામની વિશિષ્ટતાઓ પૈકી એક વિશિષ્ટતા આ છે કે તેમાં સદકહ અને ખૈરાતની રકમ ખુદ પોતાની જ જાતિ પર ખર્ચ કરવાની ઈજાઝત આપવામાં આવી છે. એટલે કુર્આને કરીમમાં ઝકાત અને સદકાતને ખર્ચ કરવાની જગ્યાઓ બયાન કરતાં ઈરશાદે ખુદાવંદી છે :

***તરજુમો :*** ઝકાત તો હક છે (૧) ગરીબોનો, (૨) મોહતાજોનો, (૩) ઝકાતના કામે જનારાઓ (સરકારી સફીરો)નો, અને (૪) તે લોકોનો જેમનું દિલ લોભાવવું છે. (૫) તથા ગરદનો


છોડાવવામાં, (૬) અને કર્ઝદારોના કર્ઝ (અદા કરવા)માં, (૭) તથા અલ્લાહ તઆલાના માર્ગ (જિહાદ)માં, (૮) અને મુસાફિરો(ની મદદ)માં (પણ એ માલ ખર્ચ કરવો જોઈએ). આ હુકમ અલ્લાહ તઆલા તરફથી નક્કી કરેલો છે અને અલ્લાહ તઆલા બહુ જાણનાર (અને) હિકમતવાળો છે. *[સૂ. તવબહ : ૬૦]*

ઉપરોક્ત આઠ હકદારો પૈકી "ઈસ્લામ માટે દિલ લોભાવવું" ખર્ચ કરવાની જગ્યા હવે બાકી નથી રહી, એટલા માટે કે ઈસ્લામનું પ્રભુત્વ અને તેની તા'લીમ આમ થઈ ગયા પછી હવે તેની જરૂરત બાકી નથી રહી. બાકી હકદારોમાં "ઝકાતના કામે જનારાઓ"થી મુરાદ ઈસ્લામી હુકૂમતના તે સંચાલકો છે જે અવામ–જનતાથી ઝકાત વસૂલ કરવા પર નિયુક્ત છે, તો તેમનો પગાર ઝકાતની રકમથી આપવામાં આવે, શર્ત એ કે પગારની માત્રા પ્રાપ્ત થયેલ ઝકાતની રકમથી અડધાથી વધુ ન હોય અને ગુલામ–બાંદી આ યુગમાં નથી, પણ જો કોઈ યુગમાં કોઈ જગાએ અસ્તિત્વ ધરાવતાં હોય તો તેમને આઝાદ કરવામાં (અર્થાત્ ગરદનો છોડાવવામાં) ઝકાતનો ફંડ વાપરી શકાય છે.

તેમ છતાં તેમાંના વધુ હકદારોની બુનિયાદ મોહતાજગી અને જરૂરતમંદી પર છે અને આ વાત નક્કી છે કે ઝકાત પર ખરેખર જરૂરતમંદોનો હક છે, જે જરૂરતમંદ ન હોય તો તેના માટે ઝકાત કદાપિ જાઈઝ નથી. ત્યાં સુધી કે અમુક અહાદીસમાં છે કે,


"જે માણસ જરૂરત મુજબ માલ હોવા છતાં ભીખ માંગશે તો તે વાસ્તવમાં જહન્નમના અંગારાઓ જમા કરનાર થશે."

*[અબૂ દાવૂદ શરીફ : ૧/૨૩૦]*

એટલા માટે ધર્મશાસ્ત્રીઓએ લખ્યું છે કે, "જેની પાસે એક દિવસની રોજી–રોટીની વ્યવસ્થા હોય તો તેણે રોટીનો સવાલ કરવો જાઈઝ નથી." *[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૪]*

## ઝકાત ખુશદિલીથી આપવામાં આવે

માલદારોએ હંમેશા ખુશદિલી અને પ્રસન્નતા સાથે ઝકાત કાઢવી જોઈએ અને અલ્લાહ તઆલાનો આભાર વ્યક્ત કરવો જોઈએ કે તેણે આ ઈબાદતને અંજામ આપવાની તક અતા ફરમાવી અને કયારેય પણ ઝકાત આપતી વેળા દિલ તંગ ન થાય અને ન તો તેને પોતાના ઉપર બોજ સમજે, ઝકાતને બોજ સમજવો એ કિયામતની નિશાની છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે, "જ્યારે ઉમ્મતમાં પંદર વાતો અને આદતો સામાન્ય થઈ જશે તો તેમના ઉપર લાગલગાટ આપત્તિઓ, બલાઓ અને મુસીબતો ઊતરશે. તે આદતો પૈકી એક આદત આ છે કે, લોકો ઝકાતને ટેક્સ સમજવા લાગશે." *[તિરમિઝી શરીફ : ૨/૪૫]*

અનુભવ આ છે કે જે માણસ જેટલી ખુશદિલીથી ઝકાત અદા કરે છે, તો અલ્લાહ તઆલા તેના કારોબાર અને ધંધામાં તેટલી જ બરકતો અતા કરે છે અને તે નુકસાનોથી સુરક્ષિત રહે છે.

## ઉપકાર-એહસાન ન જતાવો

ઝકાત આપીને કોઈ ગરીબ પર ઉપકાર–એહસાન ન જતાવવું જોઈએ, બલકે ગરીબનું એહસાન માનવું જોઈએ કે તેણે આપણી સદકહની રકમ સ્વીકારી આપણો ફર્ઝ અદા કરવામાં મદદ કરી, કેમ કે જો ગરીબો ન હોય તો માલદારો પોતાના કર્તવ્ય અને જવાબદારીથી કદાપિ મુક્તિ પામી શકતા નથી. એટલા માટે અનિવાર્ય છે કે, માલદાર હંમેશા ગરીબોના આભારવશ રહે અને તેઓને ઝકાત આપી ઊલટું એહસાન ન જતલાવે અને ન તેમનાથી કોઈ દુન્યવી વળતરના ઇચ્છુક રહે અને ન તેઓને તુચ્છ સમજે. કુર્આને કરીમમાં આ બાબતે સ્પષ્ટ ઉપદેશ ફરમાવ્યો છે :

***તરજુમો*** : "જે લોકો પોતાનો માલ અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરે છે, ફરી ખર્ચ કર્યા પછી (જેને આપ્યું છે તેને જીભથી) ઉપકાર જતાવતા કે (વર્તનથી) સતાવતા નથી, તે જ લોકોને પોતાના પરવરદિગાર પાસે તેનો બદલો મળશે અને ન તેઓને (સવાબ) ઘટવાનો કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર (નાખુશ) થશે. (લાચારીના સમયે) નરમીથી (યોગ્ય) જવાબ આપવો અને (માંગનાર અસભ્યતા દાખવે તો તેને) માફી આપવી તે એવી ખયરાતથી (હજાર દરજ્જે) બેહતર છે, જેની પાછળ (માંગનારની) સતામણી થાય અને અલ્લાહ તઆલા બેપરવા (અને) સહનશીલ છે. હે ઈમાનવાળાઓ ! પોતાની ખયરાતને

ઉપકાર જતાવી અથવા ઈજા પહોંચાડી બરબાદ ન કરો, તે વ્યક્તિની માફક કે જે પોતાનો માલ લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે, તે અલ્લાહ તઆલા પર તેમ કિયામતના દિવસ પર ઈમાન રાખતો નથી તો તેનું દષ્ટાંત એક લીસા પથ્થર સમાન છે કે જેના ઉપર સહેજ માટી (ચઢી ગઈ) હોય, પછી તેના ઉપર જોશભેર વરસાદ પડે તો તેને તદન ચોખ્ખો કરી નાખે, એવા લોકોને પોતાની કમાણી (અર્થાત્ નેકીઓનો સવાબ) સહેજ પણ હાથ લાગશે નહિ અને અલ્લાહ તઆલા એ કાફિરોને (આખિરતમાં જન્નતનો) માર્ગ પણ દેખાડશે નહિ.'' *[સૂ. બકરહ : ૨૬૨, ૨૬૩, ૨૬૪]*

* ઉપરોક્ત આયતે કરીમહમાં મુસલમાનોને સાવચેત કર્યા કે, કોઈ બીચારાને ખયરાત અને ઝકાત આપ્યા પછી તેને વાત કે વર્તનથી સતાવે અથવા તેને તુચ્છ ગણે તો તે ખયરાતનો સવાબ મળતો નથી. તેમજ સખી તરીકે પ્રખ્યાત થવા માટે ખોટો દેખાડો અને ડોળદંભ કરવામાં પણ સવાબ મળતો નથી, તેથી મુસલમાનોને પોતાનો સવાબ બરબાદ કરવાની મનાઈ કરી. વળી, ઉપરોકત દષ્ટાંતથી એ ચેતવણી પણ આપી કે રિયાકારી ઈમાનવાળાઓનું કામ નથી, બલકે મુનાફિકોનું કામ છે.

—મુહમ્મદ સઈદ

અહાદીસે મુબારકહમાં પણ ઉપકાર જતાવવાના અમલની સખત ટીકા કરવામાં આવી છે અને તેની સખત બુરાઈ વારિદ થઈ

છે. હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : "ત્રણ આદમીઓ સાથે અલ્લાહ તઆલા કિયામતના દિવસે ગુફતગુ–વાતચીત નહિ ફરમાવે : (૧) તે એહસાન જતાવનાર જેની આદત કંઈક આપીને એહસાન જતાવવાની છે, (૨) તે માણસ જે પોતાનો સામાન વેચવા માટે જૂઠી કસમ ખાય છે, (૩) તે માણસ જે પોતાનાં કપડાં (પાયજામો, લૂંગી) વગેરે ઘૂંટીથી નીચે લટકાવવા ટેવાયેલો છે." *[મુસ્લિમ શરીફ : ૧/૭૧, અબૂ દાવૂદ શરીફ : ૨/૫૬૫]*

અફસોસ છે કે આજકાલ ઘણા બધા અહલે ખૈર આનો જરાય લિહાઝ અને ખ્યાલ રાખતા નથી અને ચંદો આપી બેધડક ઉપકાર જતાવે છે અને એવો તરીકો અપનાવે છે કે, જેનાથી લેનારને દુઃખ–તકલીફ થાય છે. આ શૈલી અને ઢંગને બદલવાની તાતી જરૂરત છે, નહિતર નેકી બરબાદ અને ગુનાહ લાઝિમ આવશે.

## તંદુરસ્તીમાં સદકહ અફઝલ છે

તદુપરાંત, આ પણ યાદ રહે કે એવા સમયે સદકહ આપવામાં વધુ સવાબ છે, જ્યારે કે માલની વધુ જરૂરત હોય અને તેના તરફ દિલ લાગી રહે, નહિતર જીવનની ઉદાસ પળોમાં અને દિલી તંગી વખતે સદકહનો તે સવાબ મળતો નથી. એક રિવાયતમાં છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે એક વ્યકિતએ આવીને સવાલ કર્યો કે, સૌથી અફઝલ સદકહ

કયો છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "સૌથી અફઝલ સદકહ આ છે કે તમે તંદુરસ્તીની હાલતમાં કર્યો હોય અને તમારા દિલમાં માલની ચાહત હોય અને ફક્રો–ફાકહ (કંગાલિયત)નો ભય હોય અને માલદારીનું કિરણ હોય ત્યારે સદકહ કરો અને એટલો વિલંબ ન કરો કે જાન ખતરામાં થઈ જાય ત્યારે કહો કે, ફલાણા ફલાણા માટે આટલો માલ છે. ખબરદાર ! હવે તો તે ફલાણા (વારસદાર) માટે થઈ ચૂકયો છે."

*[બુખારી શરીફ : ૧/૧૯૧, મુસ્લિમ શરીફ : ૧/૭૩૩૨]*

મતલબ આ કે ઈન્તિકાલના સમયે તો વારસા વહેંચણીની દષ્ટિએ જેનો જે હક છે તે મળી જશે અને ખુદ આદમીનો પોતાના માલ પરનો પાવર–હક ખતમ થઈ જશે. કોઈ પણ રીતે ઝકાતના હકદારોની રિઆયત (ધ્યાન) કરતાં ઝકાતની અદાયગીનો પ્રબંધ કરવો જોઈએ. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૪ થી ૧૭૬]*

આ વિષયના અમુક જરૂરી અને કિંમતી મસાઈલ નીચે રજૂ કરવામાં આવે છે, ધ્યાનપૂર્વક વાંચવા વિનંતી.

## ઝકાતની અદાયગી માટે નિય્યત જરૂરી છે

ફકીરને ઝકાત આપતી વખતે અથવા વકીલને સોંપતી વખતે અથવા કુલ માલથી ઝકાતની રકમ અલગ કરતી વખતે ઝકાતની અદાયગી માટેની નિય્યત જરૂરી છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૬, ૧૭૭]*

## ઝકાત અદા કરતી વેળા ઝકાતની નિય્યત ન કરી તો...

જો ઝકાત અદા કરતી વેળા ઝકાતની નિય્યત ન કરી અને પછી નિય્યત કરી અને ઝકાતનો માલ જે–તે હાલતમાં ફકીરના કબજામાં છે, હજુ તેણે ખર્ચ કર્યો નથી તો ઝકાત અદા થઈ જશે અને જો ફકીર પાસે માલ ખર્ચ થઈ ગયો અથવા ખુવાર થઈ ગયા પછી ઝકાતની નિય્યત કરી તો તેનાથી ઝકાત અદા થશે નહિ.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૭]*

## ઝકાત-સદકહની રકમ વિવિધ સંસ્થાઓમાં આપવી

ઝકાત અને સદકહની રકમ કોઈ મદ્રસા, અંજુમન અને બયતુલ માલના વહીવટકર્તાને આપવાથી અથવા જે સંસ્થાની વહીવટી ઓફિસમાં જમા કરાવવાથી કે સંસ્થાના સફીરને આપવાથી ઝકાત અને સદકહ અદા થઈ ગયેલ ગણાશે અને સંસ્થામાં તે રકમ જમા રહેવાથી તેના ઉપર ઝકાત ફર્ઝ નહિ થાય અને સંસ્થાએ તે રકમ તલબા અને હકદારોની જરૂરતોમાં શરીઅતના હુકમ મુજબ વાપરવાની રહેશે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૫]*

## કોઇ શર્ત નક્કી કરીને ઝકાત આપવી

ઝકાતની અદાયગીમાં કોઈ શર્ત નક્કી કરવી સહીહ નથી, કોઈ શર્ત ઠરાવ્યા વગર હકદારને માલિકી ધોરણે ઝકાત આપવી

જોઈએ. જો કોઈ એવી શર્ત નક્કી કરી કે જેના કારણે હકદાર ઝકાતની રકમ અથવા વસ્તુનો માલિક ન બને, બલકે એવી શર્ત નક્કી કરીને આપે કે તે રકમ અથવા વસ્તુ હકદાર પાસે કર્ઝરૂપે અથવા આરિયત રૂપે (વાપરવા પૂરતી) રહે તો ઝકાત અદા નહિ થાય અને જો કોઈ એવી શર્ત ઠરાવીને ઝકાત આપે કે હકદારના માલિક બનાવવામાં તે શર્ત અવરોધરૂપ ન બને તો ઝકાત અદા થઈ જશે અને શર્ત રદ– બાતલ ગણાશે. અલબત્ત, હકદારને ઝકાત આપતી વખતે જાઈઝ અને સારા કામોમાં ઉપયોગ (સદુપયોગ) કરવાની અને નાજાઈઝ કામોમાં ઉપયોગ (દુરુપયોગ) કરવાથી બચવાની હિદાયત અને નસીહત (પ્રેરણા) કરવી જાઈઝ છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૭૨–૧૭૩]*

## માલ આપ્યા વગર ઝકાતનો વકીલ બનાવવો

જો કોઈએ ઝકાત અદા કરવાનો હુકમ દીધો અને હજુ માલ આપ્યો નથી, બલકે કહયું કે આપ મારા તરફથી ઝકાત અદા કરી દો તો તેના અદા કરવાથી પણ ઝકાત અદા થઈ જશે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૭]*

## વકીલ બીજાને વકીલ બનાવી શકે છે

જો કોઈ વ્યકિતને માલિકે ઝકાત અદા કરવાનો વકીલ (કાર્યકર્તા) બનાવ્યો, તેણે માલિકની પરવાનગી વગર બીજાને વકીલ બનાવી દીધો તો પણ જાઈઝ છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૭]*

## પત્નીની ઝકાત પતિ અદા કરે

અવરતની ઈજાઝત લઈ અવરત તરફથી તેના પતિ ઝકાત અદા કરી આપશે તો અવરતની ઝકાત અદા થઈ જશે, આ સૂરતમાં અવરતને રોકડ રકમ આપી માલિક બનાવવી જરૂરી નથી, તેને રકમ આપ્યા વગર તેની ઈજાઝતથી તેના પતિ તરફથી ઝકાત આપવાની નિય્યત કરી ઝકાતના હકદાર ગરીબ મુસલમાનને માલિકી ધોરણે ઝકાત આપશે તો પણ અવરતની ઝકાત અદા થઈ જશે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૬૩]*

## ઝકાતના હકદારો કોણ ?

(૧) ફકીરો, (જેની પાસે નિસાબ મુજબ માલ ન હોય) (૨) મિસ્કીનો, (જેઓ કોઈ પણ માલના માલિક ન હોય) (૩) ઈસ્લામી હુકૂમતના તે કાર્યકરો જેઓ ઝકાત અને ઉશ્રની વસૂલી પર નિયત છે, (૪) એવા ગુલામ કે જે પોતાના સ્વતંત્રતા ખાતર મદદના ઈચ્છુક હોય, (૫) એવા કરજદાર જેના કરજની મુક્તિ માટે ઝકાત આપવામાં આવે, (૬) તે યોદ્ધાઓ અને મુજાહિદો જે પોતાની માલી બેસરો–સામાનીના કારણે ઈસ્લામી લશ્કરથી વિખેરાય ગયા હોય. એવું સમજો કે જિહાદ કરવા માટે ઝકાતની રકમથી મદદ કરી શકાય છે, (૭) તે મુસાફિર જે સફર દરમિયાન જરૂરતમંદ થઈ જાય (ભલેને પોતાના વતનમાં માલો–દોલત ધરાવતો હોય અને ઘરેથી તત્કાળ માલ મંગાવવો મુશ્કેલ હોય.)

***નોટ :*** નુબુવ્વતના યુગમાં એક મસ્રફ (ઝકાતનો હકદાર) આ પણ હતો કે લોકોને ઈસ્લામ તરફ આકર્ષિત કરવા માટે અને ન્યૂ મુસ્લિમને ઈસ્લામ પર જમાવવા માટે તેમનાં દિલોને લોભાવવાના આશયે ઝકાત આપવામાં આવતી હતી, પરંતુ બાદમાં આ હુકમ રદ થઈ ગયો છે, એટલા માટે ન્યૂ મુસ્લિમ હોવાના કારણે તેના પર ઝકાત ખર્ચ કરવામાં નહિ આવે. અલબત્ત, જો તે ફકીર અથવા મિસ્કીન હોય તો તે એ'તિબારથી તેને ઝકાત આપી શકાય છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૮, ૧૭૯]*

## શરઇ દષ્ટિએ ગરીબ કોણ ?

જે મુસલમાન પાસે દેવામુકત ફક્ત સાડા સાત તોલા (૮૭ ગ્રામ, ૪૮૦ મિ.ગ્રામ) સોનું ન હોય, જેની પાસે દેવામુક્ત ફકત સાડા બાવન તોલા (૬૧૨ ગ્રામ, ૩૬૦ મિ. ગ્રામ) ચાંદી પણ ન હોય, જેની પાસે ૬૧૨ ગ્રામ, ૩૬૦ મિ. ગ્રામ ચાંદીની કિંમત બરાબર દેવામુક્ત રોકડ રકમ પણ ન હોય, જેની પાસે મજકૂર પ્રમાણમાં ચાંદીની કિંમત બરાબર દેવામુક્ત વેપારનો માલ ન હોય, જેની પાસે ખાવા–પીવા માટે, પહેરવા–ઓઢવા–રહેવા માટે, વેપાર–ધંધા માટે, ઉપયોગી વસ્તુઓથી વધારે અને ફાઝલ પડેલી જંગમ અર્થે સ્થાવર મિલકત અને માલસામાન (*દા. ત.* વધારાનું મકાન, ગભાણ, નાના–મોટા વાસણો, કપડાં, ફર્નિચર) (૬૧૨ ગ્રામ, ૩૬૦ મિ. ગ્રામ) ચાંદીની કિંમત બરાબર દેવામુકત

હાલતમાં ન હોય, જેની પાસે સોનું, ચાંદી, રોકડ રકમ, વેપારનો માલ–સામાન અને પોતાની જરૂરતોથી વધારે જંગમ અથવા સ્થાવર માલ–મિલકત એમ આ પાંચ પ્રકારની વસ્તુઓ મળીને (૬૧૨ ગ્રામ અને ૩૬૦ મિ. ગ્રામ) ચાંદીની કિંમત બરાબર દેવા મુકત હાલતમાં ન હોય, તો આવો મુસલમાન શરઈ દષ્ટિએ ગરીબ મુસલમાન ગણાશે અને તે સય્યિદ ન હોય તો ઝકાત લેવાનો હકદાર ગણાશે. યાદ રહે કે ઔદ્યોગિક કંપનીઓના શેરો વેપારના માલ તરીકે ગણવામાં આવશે.

ઉપરોક્ત જેટલી સૂરતો–શકલો લખવામાં આવી છે તેમાંથી કોઈ એક સૂરત–શકલ મુજબ પણ તેની આર્થિક સ્થિતિ હોય તો તે શરઈ દષ્ટિએ માલદાર ગણાશે અને તેને ઝકાત આપવી અને તેણે ઝકાત લેવી જાઇઝ અને હલાલ નહિ ગણાય.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૬૪]*

## હકદાર માટે ઝકાત લેવી મકરૂહ નથી

જો કોઈ માણસ શરઈ દષ્ટિએ ઝકાતનો હકદાર છે (એટલે કે એવો ગરીબ છે કે ઝકાત લઈ શકે છે) અથવા પોતે તો ઝકાત લઈ શકે એટલો ગરીબ નથી, પરંતુ તેનો છોકરો બાલિગ (પુખ્ત વયનો) છે અને છોકરા પાસે કોઈ સંપત્તિ નથી કે તેના માટે ઝકાત લેવી નાજાઈઝ હોય તો આ બન્ને સૂરતોમાં ઝકાત રૂપે મળતી સહાયથી સંકોચ ન અનુભવવો જોઈએ. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૮૨]*

## ઝકાતમાં એક ફકીરને એકસામટો કમસે કમ કેટલો માલ આપવો જોઇએ ?

એક ફકીરને એકીસાથે–એકસામટો એટલા પ્રમાણમાં માલ અથવા રૂપિયા આપવા મુસ્તહબ છે કે, તે દિવસભર કોઈનાથી માંગવાનો મોહતાજ ન રહે અને તે પ્રમાણ તેના માટે અને તેનાં બાલ– બચ્ચાં માટે પૂરતો હોય. *[દારે કુત્ની : ૨/૧૩૩, કિતાબુલ મસાઈલ : ૨/૧૭૯, ફતાવા મહમૂદિય્યહ–મેરઠ : ૧૪/૨૪૨]*

આ બાબતે પીરો–મુર્શિદ હઝરત મવ. મુફતી અહમદ સા. ખાનપૂરી (દા.બ.) લખે છે :

"એટલી રકમ આપવી જેનાથી એની માલિકીમાં નિસાબે ઝકાત જેટલી રકમ થઈ જતી હોય તો તે મકરૂહ છે, એનાથી કમ આપવી જોઈએ. અલબત્ત, અગર તે માણસ કરજદાર છે અથવા બચરવાળ છે અને આપેલી રકમમાંથી કરજ અદા કર્યા પછી અથવા ઘરની એક વ્યકિત ઉપર વહેંચવાની સૂરતમાં નિસાબ જેટલી રકમ નથી રહેતી તો વાંધો નથી." *[મહમૂદુલ ફતાવા : ૨/૪૫]*

## એક ફકીરને એકીસાથે સંપૂર્ણ નિસાબનો માલિક બનાવવો મકરૂહ છે

એક ફકીરને એકીસાથે–એકસામટો એટલો માલ આપવો કે તે સાહિબે નિસાબ થઈ જાય, બેહતર નથી. અલબત્ત, જો તે

કર્ઝદાર હોય અને કર્ઝની અદાયગી માટે મોટી રકમ આપે તો વાંધો નથી. *[ફતાવા મહમૂદિય્યહ–મીરઠ : ૧૪/૨૪૮]*

***જરૂરી ચેતવણી :*** અમુક માલદારો આ મસ્અલાથી ગલત ફાયદો ઉઠાવે છે કે, અમુક વખતે તેમના ઉપર કારોબારી યા સરકારી કર્ઝ એટલું વધી જાય છે કે, તેમની મૂળ મૂડીથી વધી જાય છે, તો તેઓ લોકો પાસે જઈ આમ કહે છે કે, અમે કર્ઝદાર હોવાના નાતે ઝકાતના હકદાર થઈ ગયા છે, એટલા માટે ઝકાતના માલથી અમારા કર્ઝની ચૂકવણીમાં મદદ કરવામાં આવે. આમ, તેઓ લાખો રૂપિયાની માંગણી કરે છે, તો આવા લોકોને જોઈએ કે તેઓ પોતાની જાતી (પ્રાઈવેટ) મિલકત (ગાડીઓ વગેરે) વેચી પોતાનું કર્ઝ ચૂકતે કરે અને તેમ છતાં કર્ઝ ચૂકતે ન થાય તો હવે સહાય માટે અપીલ કરે, આથી પહેલાં તેઓએ પોતાને ઝકાતના હકદાર કહેવા ગરીબોનો સખ્ત હક–અધિકાર છીનવવો છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૭૯, ૧૮૦]*

## નજદીકી સગાંનો હક

નજદીકી સગાં (પોતાના ઉસૂલ : મા–બાપ, દાદા– દાદી, નાના–નાની... ઉપર સુધી અને પોતાના ફુરૂઅ : દીકરો–દીકરી, પૌત્ર–પૌત્રી, નવાસો–નવાસી....નીચે સુધી સિવાયના) રિશ્તેદારોને ઝકાત આપવામાં બમણો સવાબ મળે છે. એક ઝકાતનો અને બીજો સગાં સાથે સદ્‌વર્તનનો.

*[તિરમિઝી શરીફ : ૧/૧૪૨, કિતાબુલ મસાઈલ : ૨/૧૮૦]*

* *યાદ રહે*, સૌ પ્રથમ પોતાના રિશ્તેદાર, સગાં– સંબંધીઓ, ભાઈ–બહેન અને તેમની અવલાદ, કાકા, ફોઈ, માસી, મામા, સાસુ, સસરા, જમાઈ, વગેરેમાંથી જે જરૂરતમંદ હોય તેમને ઝકાત આપવી અફઝલ છે. ત્યાર પછી પોતાના પાડોશીઓ અથવા પોતાના ગામ/શહેરના રહેવાસીઓ જે વધારે હાજતમંદ હોય, પછી જેને આપવામાં દીનનો વધારે ફાયદો હોય, જેમ કે દીનનું ઈલ્મ પ્રાપ્ત કરનાર તલબા. –મુહમ્મદસઈદ

## પોતાની પત્નીની ઝકાત પોતાનાં મા-બાપને આપવી ?

અમુક વખતે એવું બને છે કે, પત્ની સાહિબે નિસાબ હોય છે, પરંતુ તેનો ધણી સાહિબે નિસાબ હોતો નથી. તદુપરાંત, પતિ ઓછો પગારદાર હોવાની સાથે તેને પોતાનાં મા–બાપના જીવનનિર્વાહ માટે કંઈક ને કંઈક આપવું પડે છે, તો આવી વ્યકિત માટે એક માર્ગ આ પણ છે કે, તે પોતાની ઔરત પાસેથી તેના નિસાબની ઝકાત અદા કરવાની રજા લઈને તે ઝકાત પોતાના ગરીબ અને ઝકાતનાં હકદાર મા–બાપને ઔરતની ઝકાત આપવાની નિય્યત કરી હદિયો કહીને આપી શકે છે, કારણ કે મજકૂર ઝકાત પોતાની ઔરતની છે. આ શકલમાં ઔરતની ઝકાત અદા થઈ જશે. *[મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૬૯]*

***નોટ*** : યાદ રાખો! જો અલ્લાહ તઆલાએ નવાઝયા હોય તો પોતાનાં મા–બાપની સેવા–ચાકરીને એક સદ્‌ભાગ્ય સમજી

પોતાની લિલ્લાહ રકમથી જ મદદ કરવી જોઈએ. બીજાઓની ઝકાતથી મદદ ન કરીએ.
—મુહમ્મદસઈદ

## સાવકી મા અને પુત્રવધૂને ઝકાત આપવી

સાવકી મા, પુત્રવધૂ (પુત્રની પત્ની), ગરીબ ઝકાતના હકદાર હોય તો ઝકાત આપી શકાય છે. એવી જ રીતે સાવકા બાપને પણ ઝકાત આપી શકાય છે. *[ફતાવા મહમૂદિય્યહ—ડાભેલ : ૯/૫૩૯, ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૬૮—૪/૧૮૫, કિતાબુલ મસાઈલ : ૨/૧૮૧]*

## ઘરના નોકર-ચાકરને ઝકાત આપવી

ઘરમાં કામ કરનાર મુસલમાન ગરીબ નોકર—ચાકરને તેમના વેતન (પગાર) સિવાય ઈનામ રૂપે કોઈ શુભ પ્રસંગે જે કાંઈ દેવામાં આવે તેમાં ઝકાતની રકમને ખર્ચ કરવી દુરુસ્ત છે.
*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૧, ફતાવા દીનિય્યહ : ૨/૫૧૧]*

## ઈદી રૂપે ઝકાત

ઝકાતના હકદાર લોકોને ઈદી રૂપે ઝકાતની રકમ આપવાથી પણ ઝકાત અદા થઈ જાય છે.
*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૧, ફતાવા હક્કાનિય્યહ : ૩/૫૧૭]*

## ઝકાતને હદિયો યા કર્ઝ કહી આપવી

ઝકાતની નિય્યતથી હદિયો અથવા કર્ઝના નામે રૂપિયા આપે તો પણ ઝકાત અદા થઈ જશે (અર્થાત્ ગરીબને આ બતાવવું જરૂરી નથી કે આ ઝકાતની રકમ છે.) *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૧]*

## સમજદાર છોકરા-છોકરીને ઝકાત આપવી

જો ફકીર–ગરીબ સમજદાર છોકરા–છોકરીને ઝકાત આપી અથવા કપડાં પહેરાવ્યાં તો ઝકાત અદા થઈ જશે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૨]*

***નોંધ :*** ઉપરોક્ત મસ્અલાથી એવું ન સમજશો કે પોતાનાં સગા છોકરા–છોકરીને ઝકાત આપી શકાય, ફફ્હમ વ તદબ્બર. (સમજો અને વિચારો).

–મુહમ્મદસઈદ

## માલદાર પતિની ગરીબ પત્નીને ઝકાત આપવી

જો કોઈ ઔરતનો પતિ માલદાર હોય, પરંતુ તે ખુદ ગરીબ અને કંગાળ હોય તો આવી ઔરતને ઝકાત આપવી દુરુસ્ત છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૨]*

## માલદાર અવલાદના કંગાળ બાપને ઝકાત આપવી

જો કોઈ બાપ ફકીર અને મોહતાજ હોય અને તેની અવલાદ માલદાર અને સાહિબે નિસાબ હોય તો ઝકાતના ફંડથી તે માણસની મદદ કરવી જાઈઝ છે, કેમ કે અવલાદના માલદાર હોવાથી બાપને માલદાર માનવામાં આવશે નહિ.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૨]*

## ગરીબની શાદીમાં ઝકાત ખર્ચ કરવી

અસલ મસ્અલહ તો આ જ છે કે જે શખ્સ ગરીબ અને ફકીર હોય તો તેને ઝકાત આપવી દુરુસ્ત છે, પરંતુ આજકાલ

ગરીબ છોકરીઓની શાદીના નામ પર જે કાયદેસર ચંદો કરવામાં આવે છે તેમાં શરઈ ખરાબી આ પેશ આવે છે કે સૌ પ્રથમ એક–બે સખી સજ્જનની મદદથી નિસાબ મુજબ રકમ જમા થઈ જાય છે, પરંતુ નિરર્થક અને બેકાર રિવાજો અને લાંબીલચ દા'વતોના પ્રબંધ માટે વધુ રકમ પ્રાપ્ત કરવાની માંગણીઓ ચાલુ રહે છે, તો સારી પેઠે સમજી લેવું જોઈએ કે, નિસાબ પ્રમાણે માલ પ્રાપ્ત થયા પછી વધુ ઝકાતની રકમ લેવી કદી પણ જાઈઝ નથી અને દેનારને જો મૂળ પરિસ્થિતિની જાણ હોય તો તેના માટે ઝકાતની રકમ દેવી પણ દુરુસ્ત નથી. *[ફતાવા મહમૂદિય્યહ–ડાભેલ : ૯/૫૨૯]*

એટલા માટે એવી જગાઓ પર જો ખર્ચ અનિવાર્ય હોય તો ઈમ્દાદી (સહાયની) રકમથી મદદ કરવામાં આવે, ઝકાતની રકમ ન આપવામાં આવે, બેહતર અને સાવચેતી આ જ છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૩]*

## ફકીર સમજી ઝકાત આપી, પછી જાણ થઇ કે તે માલદાર છે

જો કોઈ વ્યક્તિએ પોતાની ઝકાત કોઈને ફકીર–ગરીબ સમજીને આપી (*દા. ત.* તે માણસ ગરીબોની લાઈનમાં ઊભો હતો અથવા ગરીબો સમાન રૂપ ધારણ કરી રાખ્યું હતું), પછી તપાસ કરતાં જણાયું કે, તે લેનાર શખ્સ ઝકાતનો હકદાર ન હતો તો દેનારની ઝકાત અદા થઈ ગઈ. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૩]*

## માલદાર ફકીરને ઝકાતની નિય્યતથી આપવું

રમઝાનુલ મુબારકમાં સેંકડો માંગનારાઓ નીકળે છે તો જો આવનાર માંગનારાઓ મુસ્લિમ હોય અને એ વાતનો સંતોષ હોય કે તેઓ પાસે સાડા બાવન તોલા ચાંદીની કિંમત બરાબર રોકડ ન હોય તો તેઓને ૧, ૨ કે ૫ રૂપિયા આપતી વખતે ઝકાતની નિય્યત કરે તો તેને ઝકાતના હિસાબમાં લઈ શકાય છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૨/૨૧૪]*

## ગેર હકદારને આપેલી ઝકાત

જે માલદાર માણસ અથવા તેનો વકીલ કોઈ માણસને ઝકાતનો ગેર હકદાર જાણતો હોય અને તે છતાં તેને ઝકાત આપે તો તેની ઝકાત અદા નહીં થાય અને જે માણસે કોઈને હકદાર સમજીને–વિચારીને ઝકાત આપી તો ઝકાત અદા થઈ જશે અને ઝકાત લેનારના માલદાર હોવાની ખબર પડયા પછી બીજી વાર ઝકાત આપવી જરૂરી નહિ ઠરે અને લેનાર પાસેથી પાછી લેવામાં નહિ આવે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૪૩]*

***નોટ*** : પરંતુ એના માટે એ રકમને વાપરવી હરામ છે. ક્યાંક તો તેને સદકહ કરી દે અથવા માલિકને પરત કરી દે.

*[ઉપરોક્ત વિગત માટે જુઓ ''ફતાવા શામી : ૩/૨૭૪'' દારુલ કિતાબ દેવબંદ]*

–મુહમ્મદસઈદ

## ઝકાતની રકમથી કિતાબો વહેંચવી

ઝકાતની રકમથી તલબાને કિતાબો વહેંચવી જાઈઝ છે, એ શર્તે કે તે તલબા સમજદાર અને ઝકાતના હકદાર હોય (એટલા માટે બહુ નાસમજ બચ્ચાંઓ અથવા માલદાર બચ્ચાંઓને દેવાથી ઝકાત અદા નહિ થાય). *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૩]*

## ઝકાતમાં પેન આપી શકાય ?

ઝકાતના હકદાર માણસને ઝકાત પેટે પેનની બજાર કિંમત ગણી આપી શકાય છે અને જેટલી કિંમતની પેન હશે તેટલી ઝકાત અદા થશે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૫૨]*

## ઝકાતની રકમથી ઇનામ

મુસ્લિમ ગરીબ ઝકાતનાં હકદાર બાળકોને પરીક્ષામાં પહેલા–બીજા નંબરે પાસ થવાથી ઝકાતના ફંડમાંથી ઈનામો, નોટબૂકો અને ભણતરને લગતી સાધન–સામગ્રી (સ્ટેશનરી–પાઠય પુસ્તકો વગેરે) આપી શકાય છે. *[મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૪૫]*

## ઝકાતના ચંદાથી ખાદ્યસામગ્રી વહેંચવી

ઝકાતની રકમમાંથી રમઝાન માસમાં કિટ (અર્થાત્ ખાદ્યસામગ્રી) અથવા ઈદના તહેવાર નિમિત્તે ચોખા, ગોશ્ત, દૂધ, ખાંડ, સિકરમો વગેરેના પૅકેટો બનાવી મુસ્લિમ ગરીબોને માલિકી ધોરણે આપવાથી ઝકાત આપનાર ભાઈઓની ઝકાત અદા થઈ જશે.

મજકૂર ફૂડ પૅકેટ વહેંચવા કરતાં રોકડ રકમ આપી દેવી બેહતર છે, કેમ કે ગરીબ પોતાની જરૂરતની વસ્તુઓ ખરીદી શકે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૨/૨૨૯, ૨૩૦]*

## ઝકાતમાં જૂનું ઘડિયાળ આપવું

ઝકાતરૂપે જૂની ઉપયોગલાયક ઘડિયાળો પણ આપવી જાઈઝ છે, પરંતુ ઝકાતના હિસાબમાં જૂની ઘડિયાળોની એટલી કિંમત ગણવી જોઈએ જેટલી કિંમતમાં તે બજારમાં છૂટક ભાવથી મળી શકે, તેથી વધુ કિંમત ગણવી દુરુસ્ત નથી અને ઘડિયાળ કરતાં રોકડ રકમ આપવી વધુ બેહતર છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૩૨]*

## ઝકાતમાં ટોપીઓ આપવી

ઝકાતના હકદારને ઝકાતમાં ટોપીઓ આપવી જાઈઝ છે. સાહિબે નિસાબ જેટલી કિંમતમાં વેચતો હોય અથવા બજારમાં છૂટક ભાવથી લાવી આપતો હોય તે કિંમત ગણવી જોઈએ.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૪૧]*

## ઝકાતની રકમથી ચશ્મો બનાવીને આપવો

ઝકાતની હકદાર વ્યક્તિને જો ચશ્માની જરૂરત હોય તો ચશ્મો ઝકાત ફંડથી બનાવી આપી શકાય છે.

*[મુસ્તફાદ : આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫/૧૭૩]*

## ઝકાતની રકમથી ગરીબોના કપડાં બનાવવા અથવા કપડું આપવું

ઝકાતની રકમથી ગરીબ હકદારોના કપડાં વગેરે બનાવી આપવા તથા કપડું આપવું જાઈઝ છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૪, ફતાવા દીનિય્યહ : ૨/૫૨૧]*

## ન વેચાય એવી વસ્તુ ઝકાતમાં આપવી

રદ્દી (દૂષિત) વસ્તુને ઝકાતમાં આપવી ઈખ્લાસ વિરુદ્ધ છે, તેમ છતાં તે વસ્તુની જેટલી કિંમત બજારમાં હોય, તેને આપવાથી તેટલી ઝકાત અદા થઈ જશે. *[આપકે મસાઈલ ઔર ઉનકા હલ જદીદ : ૫/૩૧]*

## ઝકાતની રકમથી દહેજ ખરીદીને આપવી

જો શાદી કરનારી છોકરી પાસે એટલું સોનું–ચાંદી ન હોય, જેના પર ઝકાત વાજિબ થઈ જતી હોય, તો તેને દહેજ (દાયજો)નો સામાન ખરીદીને આપી શકાય છે અથવા રોકડ આપી દે કે તે દાયજો ખરીદી લે. *[આપકે મસાઈલ ઔર ઉનકા હલ જદીદ : ૫/૧૩૪]*

## ઝકાતની રકમથી દીની લિટરેચર પ્રકાશિત કરવાનો હુકમ

ઝકાતમાં જમ્હૂરના નજદીક કોઈ ગરીબને માલિક બનાવવો શર્ત છે, એટલા માટે ઝકાતની રકમ વસૂલ કરી તેનાથી દીની–તબ્લીગી લિટરેચરો અને પુસ્તકો પ્રકાશિત કરવા જાઈઝ નથી. દીની તબ્લીગી લિટરેચરો અને પુસ્તકો માટે ઝકાત સિવાયના

ફંડથી ફાયદો ઉઠાવવો જોઈએ. અલબત્ત, જો ગલતીથી ઝકાતની રકમથી એવાં લિટરેચર પ્રકાશિત કરી લેવાયાં છે તો પછી તેને કેવળ ગરીબ અને નાદાર (ગેર સાહિબે નિસાબ) વ્યક્તિઓ ઉપર વહેંચવામાં આવે અને ગેર હકદાર વ્યક્તિઓ માટે તેની કોઈ કિંમત નક્કી કરી લેવામાં આવે અને જ્યારે કિંમત વસૂલ થાય તો તેને ગરીબ–નાદાર લોકોને આપી દેવામાં આવે. આના વગર ઝકાત અદા નહિ થાય. *[ફતાવા ઉસ્માની : ૨/૧૫૫]*

***નોટ*** : દીની લિટરેચર માટે હીલો (યુક્તિ–પ્રયુક્તિ) કરવાથી યથાશક્તિ બચવું જોઈએ. કેવળ લિલ્લાહ રકમનો ચંદો કરી પ્રકાશિત કરવું જોઈએ. ઉમ્મતમાં આવાં દીની કામો માટે સખી દાતાઓ ઘણા બધા ઉપલબ્ધ થઈ જાય છે. દેનારાઓની કમી નથી, પરંતુ સહીહ જગ્યાએ ખર્ચ કરનારાઓની કમી–ઓછપ છે.

—મુહમ્મદસઈદ

## ઝકાતમાં વેચાણ વસ્તુની કિંમત ઓછી કરી દેવી

સાહિબે નિસાબ માણસે એક ગરીબ માણસને કોઈ વસ્તુ વેચી, જેની કિંમત એક હજાર (૧૦૦૦) રૂપિયા છે, ગરીબ માણસે અલ્લાહનો વાસ્તો આપી પોતાની ગરીબીનું કારણ બતાવી કંઈક છૂટ માંગી, તો તેણે બસો (૨૦૦) રૂપિયા ઓછા કરી દીધા અને તે બસો રૂપિયાને ઝકાતમાં ગણી લીધા તો આવી રીતે કરવું જાઈઝ નથી, બલકે તે વસ્તુના બે ભાગ કરે, એક ભાગને આઠ સો (૮૦૦)

રૂપિયામાં વેચે અને બીજો ભાગ જેની કિંમત બસો (૨૦૦) રૂપિયા છે, કિંમત લીધા વગર ઝકાતમાં આપી દે અથવા તે વસ્તુ એક હજારમાં વેચીને પૂરા એક હજાર વસૂલ કરે, ત્યાર પછી બસો રૂપિયા ઝકાતમાં આપી દે. *[ફતાવા મહમૂદિય્યહ–ડાભેલ : ૯/૬૫૩]*

## ઝકાતની રકમથી બનેલા ફલેટો યા મકાનો ગરીબોને વહેંચવા

ઝકાતની રકમથી ફલેટ અને મકાનો તા'મીર કરી તેને ગરીબોમાં માલિકી ધોરણે વહેંચવા અને તેમને રજિસ્ટ્રેશન કરાવી ખુદ મુખ્તાર માલિક બનાવવા દુરુસ્ત છે, તેનાથી ઝકાત આપનારાઓની ઝકાત અદા થઈ જશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૪, ફતાવા દીનિય્યહ : ૨/૨૫૬]*

## ઝકાતની રકમથી ભાડાંના મકાનો બનાવવાં

કોઈ પણ સંસ્થા અથવા કમિટીએ ભાડે આપવાના હેતુથી મકાનો બનાવવા જાઇઝ નથી. ચાહે તે ગરીબોને ભાડે આપવાના હેતુથી હોય યા ભાડાની આવકથી ગરીબોની સહાય કરવાનો હેતુ હોય તો પણ જાઈઝ નથી. ઝકાતની રકમ મુસ્લિમ ગરીબોને માલિકી ધોરણે આપી દેવી જરૂરી છે. ભાડાની આવક માટે મકાનો બનાવવા લિલ્લાહ ચંદો કરવો જોઈએ અથવા અમુક માલદારો પાસેથી કર્ઝ લઈ મકાનો બનાવવા જોઈએ અને ભાડાની આવકમાંથી સૌ પ્રથમ કર્ઝ અદા કરવામાં આવે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૯૫]*

## ઝકાતથી બનેલા મકાનોને કમિટી પોતાના અંકુશમાં રાખી શકે છે ?

ઝકાતથી બનેલાં મકાનોને કમિટી આ શર્તોને આધીન આપે કે, તમે મકાન વેચી નથી શકતા, તેમાં પાલતુ જાનવરો રાખી નથી શકતા, મકાન ભાડે આપી નથી શકતા, તમારે જો દેશ–વિદેશ જવાનું થાય તો મકાનની ચાવી કમિટીવાળાઓને આપવી પડશે, તેમાં મકાનની મિલ્કિયત માલિકની રહેશે, તમે મકાનનો કબજો નથી કરી શકતા અને આ સિવાય બીજી શર્તો લખાવી સહી–સિક્કા કરાવે તો ભલે આ સ્કીમમાં કમિટી મુખ્લિસ છે અને આ રીત ગરીબોની હમદર્દીમાં જ કરે છે, પરંતુ ઝકાતની દુરુસ્ત અને સંતોષકારક અદાયગી માટે જે ગરીબોના નામે ઝકાતનો ચંદો કરવામાં આવ્યો છે, તેને તેમના માલિક બનાવી આપી દેવી જોઈએ. ઝકાતથી બનાવેલાં મકાનોનો નામ પૂરતો હીલો કરવાથી અથવા ગરીબોને માલિક ન બનાવી આપવાથી ઝકાતની અદાયગીમાં શંકા રહેશે, એટલે તેનાથી બચવું જોઈએ. ગરીબો એ મકાન ન વેચે અને પોતાના રહેઠાણ માટે ઉપયોગમાં લાવે અને બીજા આડોશ–પાડોશને નુકસાન કરતી વસ્તુઓ ન રાખે અને ગુનાહિત વસ્તુઓ ઘરમાં ન વસાવે, તેના માટે તેમને નરમ શૈલીમાં કુર્આનો–હદીસની રોશનીમાં સમજાવવામાં આવે, **ફ ઇન્નઝ્ ઝિક્ર તન્ફઉલ મુઅ્મિનીન.** *[મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૩૭, ૧૩૮]*

## મુસાફિર જરૂરતથી વધુ માલે ઝકાત ન લે

મુસાફિર જો વતનમાં માલદાર હોય અને રસ્તામાં કોઈ કારણસર જરૂરતમંદ થઈ જાય તો તેના માટે ઝકાત લેવાના બદલે યોગ્ય આ છે કે કોઈનાથી કર્ઝ લઈ લે અને વતન પહોંચીને ચૂકતે કરી દે અને જો ઝકાત લેવી જરૂરી હોય તો કેવળ જરૂરત પ્રમાણે જ લે, તેથી વધુ લેવી તેના માટે દુરુસ્ત નથી, પરંતુ જો અંદાજો કરી જરૂરત મુજબ લીધી, પછી વતન પરત થતાં સુધી ખર્ચથી કંઈક રૂપિયા બચી ગયા તો બાકી રકમનો સદકહ કરવો તેના ઉપર લાઝિમ નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૪]*

## ફકીર માણસે ઝકાત લઇ માલદાર પર ખર્ચ કરવી

જો કોઈ ફકીર ઝકાતની હકદાર વ્યક્તિને ઝકાતની રકમ મળી, પછી તેણે તે રકમ પોતાની ખુશીથી કોઈ માલદાર ઝકાતના ગેર હકદાર શખ્સ પર ખર્ચ કરી અથવા ભલાઈના કામમાં ખર્ચ કરી દીધી તો તેમાં કોઈ વાંધો નથી. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૫]*

## રિલીફમાં ઝકાતની રકમ ખર્ચ કરવી

પૂરગ્રસ્તો અથવા આકાશી આપત્તિઓમાં સપડાયેલ નિરાધાર અને ગરીબ માણસો પર ઝકાતની રકમ માલિકી ધોરણે ખર્ચ કરવી જાઈઝ છે, પરંતુ જે લોકો ઝકાતના હકદાર ન હોય તેવા લોકો પર ઝકાતની રકમ ખર્ચ કરવામાં ન આવે.

*[કિતાબુલ ફતાવા : ૩/૩૦૪, કિતાબુલ મસાઈલ : ૨/૧૮૫]*

હઝરત મુફતી રશીદ સા. લુધ્યાનવી (રહ.) લખે છે કે, જો પ્રબળ અને મોટા ભાગનું ગુમાન હોય કે અસરગ્રસ્તો ઝકાતના હકદાર છે (અર્થાત્ તેમની પાસે નિસાબ જેટલો માલ નથી) તો તેમને ઝકાત આપવી જાઈઝ છે, આ શર્તે કે તેમને વસ્તુઓ અથવા રકમ માલિકી ધોરણે આપવામાં આવે. જો તેમને માલિક ન બનાવવામાં આવ્યા, બલકે એમ જ તેમના ઉપર ખર્ચ કરવામાં આવી તો ઝકાત અદા નહીં થાય. આવી રીતે ખાવું–ખાણું બેસાડીને ખવરાવવામાં આવ્યું તો ઝકાત અદા નહીં થાય. ગરીબને માલિકી ધોરણે આપવું જરૂરી છે. *[અહસનુલ ફતાવા : ૪/૨૯૪]*

## ઝકાતની રકમથી કોમી રમખાણોના અસરગ્રસ્તોની મદદ

જો કોઈ ઈલાકામાં કોમી રમખાણો ફેલાય જવાથી ત્યાંના રહેવાસીઓ બેઘર અને બેબસ–નિરાધાર થઈ ગયા હોય તો તેમની મદદમાં ઝકાતનું ફંડ વાપરવું જાઈઝ છે, બલકે આવા અસરગ્રસ્તો ઝકાતના વધુ હકદાર છે. *[કિતાબુલ ફતાવા : ૩/૩૦૪, કિતાબુલ મસાઈલ : ૨/૧૮૫]*

## કેદીઓની મુક્તિ માટે ઝકાતની રકમનો ઉપયોગ

નિર્દોષ નાદાર મુસલમાન કેદીઓની મુક્તિ–છુટકારા માટે તેમના તરફથી અથવા વકીલ મારફતે કબજો કરાવ્યા પછી તેમની પરવાનગીથી ઝકાતની રકમનો ઉપયોગ જાઈઝ છે.

*[મુસ્તફાદ ફતાવા મહમૂદિય્યહ મેરઠ : ૧૪/૨૦૦, કિતાબુલ મસાઈલ : ૨/૧૮૫]*

ઉસ્તાઝે મુહતરમ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ સા. ભડકોદ્રવી (રહ.) લખે છે : "જો કેદી ગરીબ ઝકાતનો હકદાર હોય તો તેની રજા લઈને ઝકાતની રકમ તેને છોડાવવા માટે હિન્દુ કે મુસ્લિમ વકીલને ફીસમાં તેના (કેદી) તરફથી આપી શકાય છે." *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૨૧]*

## ઝકાતની રકમથી ગરીબની તબીબી ફીસ અને દવા

લોકહિતના કામ કરતી સોસાયટીઓમાં (જેમ કે ગરીબ દર્દીની તબીબી સેવા વગેરે)ની વ્યવસ્થાપક જવાબદાર વ્યકિતઓ પાસે આવી કોઈ ઝકાતનો હકદાર દર્દી ડૉકટરની પોતાના નામે પડતી ફીસ ચૂકવી આપવા (અર્થાત્ પોતાનું દેવું ચૂકવી આપવા) જૂઆત કરે, તો આ સૂરતમાં ઝકાતની રકમથી દર્દીના કહેવા મુજબ દર્દીનું દેવું ચૂકવવું જાઈઝ છે અને આ પ્રમાણે ઝકાતની રકમનો ઉપયોગ કરવાથી ઝકાત આપનારની ઝકાત અદા થઈ જશે. રકમને દર્દીના હાથમાં આપવી જરૂરી નથી. દર્દીના કહેવા મુજબ ડૉકટરને આપવાથી દર્દીને આપી એમ ગણાશે.

જો સોસાયટીના વ્યવસ્થાપકો દર્દીને એમ કહે કે તું ફલાણા ડૉકટર પાસે ઈલાજ કરાવી લે, તપાસ ફી અમે ડૉકટરને આપી દઈશું અને ડૉકટર સોસાયટીના નામે તપાસ ફી બાકી લખે–ગણે તો આ શકલમાં ઝકાતની રકમથી ફીસ આપવી દુરુસ્ત નથી.

અલબત્ત, તપાસ ફીસ ઉપરાંત દવાની કિંમત સાથે ચાહે ડૉક્ટરની ફી બાકી હોય યા સ્ટોરની ફી બાકી હોય અને ચાહે તે દર્દીના નામે ઉધાર હોય કે સોસાયટીના નામે ઉધાર હોય (સોસાયટીએ ગામ લોકો સમક્ષ જાહેર કરેલા હેતુઓ મુજબ) બંને સૂરતમાં દર્દીના દવા લીધા પછી ઝકાતની રકમથી દવાની કિંમતનું બાકી બિલ ચૂકવવું જાઈઝ છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૯૯]*

## દેવાદારના કહેવાથી લેણદારને ઝકાત આપવી

જો દેવાદારને ઝકાતની રકમ આપવા જતાં તેણે તે રકમ હાથમાં લીધા વગર એમ કહયું કે, મારા ઉપર ફલાણા માણસનું કર્ઝ છે, તમે તેને આપી દો તો જો તે દેવાદાર વ્યકિત ઝકાતની હકદાર હોય તો ઝકાત અદા થઈ જશે અને કર્ઝ આપનાર બીજી વ્યક્તિએ પોતાના દેવાદારના નાયબ તરીકે ઝકાતની રકમ ઉપર કબજો કરી તેની પાસેથી પોતાનું દેવું વસૂલ કરેલું ગણાશે.

*[મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૪૭]*

## દેવાદારને ઝકાત આપવી

જે વ્યકિત ફકીર અને કર્ઝદાર હોય તો તેને ઝકાત આપવી અફઝલ છે, કેમ કે તે તુલનામાં વધુ મોહતાજ છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૫]*

## નાબાલિગને ઝકાત આપવી

ઝકાતના પૈસા નાબાલિગને આપી શકાય છે, પણ જરૂરી છે કે તે છોકરા પાસે એટલો માલ ન હોય કે તે માલદાર બની જાય

અને ન તો એના બાપ માલદાર હોય. મતલબ આ કે ગરીબ માણસના નાબાલિગ છોકરાને ઝકાતની રકમ આપી શકાય છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૭૬]*

## તાલિબે ઇલ્મને ઝકાત આપવી

મોટા દીની મદ્રસાઓ કે જ્યાં છોકરાઓને દાખલ કરી તેમને ખાવાનો, કપડાંનો, હાથખર્ચનો બંદોબસ્ત કરવામાં આવે છે, જ્યાંના ગરીબ છોકરાઓ કોઈનાથી પોતે સવાલ કરતા નથી, મદ્રસાના વ્યવસ્થાપકો તેમની વ્યવસ્થા માટે ચંદામાં ઝકાતની રકમ વસૂલ (કબૂલ) કરે છે અને ગરીબ તાલિબે ઈલ્મો જે દીની ઈલ્મ હાસિલ કરતા હોય તેમને ઝકાત આપવી અફઝલ અને વધારે સવાબનું કામ છે. દુર્રે મુખ્તારમાં એની ચોખવટ છે. જો કે બીજા મોહતાજ ગરીબોને ઝકાત આપવાથી પણ ઝકાત તો અદા થઈ જશે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૭૬]*

## તા'લીમી સ્કૉલરશીપમાં ઝકાત આપવી

જે તાલિબે ઈલ્મ સાહિબે નિસાબ ન હોય અને બાલિગ હોય તેઓને સ્કૉલરશીપ તરીકે ઝકાતની રકમ આપવાથી ઝકાત અદા થઈ જશે, ભલેને તેઓનાં મા–બાપ શરઈ દૃષ્ટિએ માલદાર હોય કે ન હોય અને જો તાલિબે ઈલ્મ ગરીબ નાબાલિગ હોય તો તેઓના બાપ શરઈ દૃષ્ટિએ ગરીબ હોય તો ઝકાત આપી શકાય છે અને જો માલદાર હોય તો તેઓને ઝકાત આપી શકાશે નહિ. જો જાણ

હોવા છતાં તેઓને ઝકાત આપવામાં આવશે તો ઝકાત આપનારની ઝકાત અદા નહિ થાય. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૭૭]*

## યતીમખાના અને દવાખાનામાં ઝકાત આપવી

યતીમખાના અને દવાખાનામાં ઝકાતની રોકડ રકમ માલિકી ધોરણે આપવામાં આવતી હોય અથવા તે રકમથી ખાવા–પીવા, દવા–દારૂનો અથવા પહેરવા–ઓઢવાનો સામાન ખરીદીને હકદારોને માલિકી ધોરણે આપવામાં આવતો હોય તો જાઈઝ છે, નહિતર ઝકાત અદા નહિ થાય. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૮૨]*

## ઝકાતનો હકદાર હોવાની તપાસ

જે માણસ વિશે ઝકાત આપનારને વિશ્વાસપૂર્વક ખબર હોય કે તે શરઈ દષ્ટિએ ગરીબ છે, તો તેવા માણસને ઝકાત દેવા માટે તેને પૂછવું બિલકુલ જરૂરી નથી, પૂછયા વગર ઝકાત આપવામાં આવે તો પણ અદા થઈ જશે અને જે માણસની દેખીતી હાલત સારી હોય અને તે લોકોથી ઝકાત વગેરેનો સવાલ ન કરતો હોય અને તે ખરેખર ગરીબ હોય અને પોતાને ઝકાતનો હકદાર કહેતાં શરમાતો હોય, તો તેવા માણસને પૂછયા વગર ઝકાત આપવાથી ઝકાત અદા થઈ જશે, પૂછવાની કોઈ જરૂરત નથી, બલકે ઝકાતની રકમ આપતી વખતે તેને ઝકાતની રકમ કહીને આપવી પણ જરૂરી નથી. હદિયાના નામે આપશે તો પણ ઝકાત અદા થઈ જશે અને એવા માણસને ઝકાત આપવી વધુ બેહતર

છે, જે ખરેખર ગરીબ હોવા છતાં દેખાવમાં પોતાની હાલત સારી બતાવે અને કોઈને સવાલ ન કરે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૭૩]*

## અનેક મકાનો અને સામાનના માલિકને ઝકાત આપવામાં ન આવે

કોઈની પાસે *દા. ત.* પાંચ મકાનો છે અને જીવન–જરૂરિયાતની વસ્તુઓ સિવાય બીજી વસ્તુઓ પણ મૌજૂદ હતી અને પહેલાં ઝકાત પણ આપતો હતો, પણ હવે તેનો જીવનનિર્વાહ ભાડાની આવકથી મુશ્કેલીથી થાય છે, તો તેના ઉપર ઝકાત તો ફર્ઝ નથી; પરંતુ તેણે આવી પરિસ્થિતિમાં ઝકાત વસૂલ કરવી પણ દુરુસ્ત અને જાઈઝ નથી. *[ફતાવા ઉસ્માની : ૨/૧૩૯]*

## પોતાની ઝકાતના હકદાર અને ગેર હકદાર રિશ્તેદારો

જે રિશ્તેદારથી ઝકાત આપનારને વિલાદતનો વંશીય સંબંધ હોય (અર્થાત્ પોતાના ઉસૂલ) બાપ, સગા દાદા–પરદાદા, સગી દાદી–પરદાદી, સગી મા, સગા નાના, સગી નાની– પર નાની, (અને પોતાના ફુરૂઅ) દીકરો, દીકરી, સગો પૌત્ર, સગી પૌત્રી, સગો નવાસો, સગી નવાસી, સગા નવાસા–નવાસીની અવલાદને પોતાની ઝકાત તેમજ સદક–એ–ફિત્ર આપવો જાઈઝ નથી. એવી જ રીતે પતિ– પત્નીએ પરસ્પર ઝકાતની લેવડદેવડ કરવી જાઈઝ નથી.

અલબત્ત, જે ગરીબથી રિશ્તેદારી તો છે, પરંતુ ઉપર કે નીચેના વિલાદતનો વંશીય સંબંધ અથવા પતિ–પત્ની તરીકેનો

સંબંધ નથી, જેમ કે : સગો ભાઈ, સગી બહેન, સગા કાકા, સગી ફોઈ, સગો ભત્રીજો, સગી ભત્રીજી, પિતરાઈ દાદા–દાદી, પિતરાઈ કાકા, સગા મામા–માસી તેમજ તેમની અવલાદ, પિતરાઈ નાના–નાની તેમજ તેમની અવલાદ, સાળો–સાળી તેમજ તેમની અવલાદ જો તેઓ ઝકાતના હકદાર ગરીબ હોય તો તેમને માલદાર માણસ પોતાની ઝકાત (અને સદક–એ–ફિત્ર) આપી શકે છે. પોતાની મન્નતનો વાજિબ સદકહ અને પોતાની નમાઝ–રોઝાનો ફિદયો આપવાનો હુકમ પણ ઝકાત અને સદક–એ–ફિત્રની જેમ જ છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૪૨]*

## સાસુ-સસરાને ઝકાત આપવી

સાસુ–સસરાને ઝકાતની રકમ આપી શકાય છે, જ્યારે કે તેઓ ઝકાતના હકદાર હોય. *[અઝીઝુલ ફતાવા : ૧/૩૬૬]*

## ઝકાતની રકમથી તબ્લીગી જમાઅતમાં જવું

કોઈ શખ્સ પોતાની જાતી ઝકાતની રકમથી તબ્લીગી જમાઅત અથવા કોઈ પણ દીની સફરમાં જઈ શકતો નથી. અલબત્ત, કોઈ ઝકાતના હકદાર મુસ્લિમ ભાઈઓને ઝકાતની રકમ માલિકી ધોરણે આપવાથી ઝકાત અદા થઈ જશે અને તે લોકો એ રકમ જમાઅતના ખર્ચમાં વાપરી શકે છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૭, ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૩૧]*

## બનૂ હાશિમથી કયા લોકો મુરાદ છે ?

બનૂ હાશિમથી નીચેના પાંચ ખાનદાનના લોકો મુરાદ છે :

(૧) હઝરત અલી કર્રમલ્લાહુ તઆલા વજહહૂની અવલાદ, (૨) હઝરત અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂની અવલાદ, (૩) હઝરત જા'ફર રદિયલ્લાહુ તઆલા અન્હૂની અવલાદ, (૪) હઝરત અકીલની અવલાદ, (૫) હઝરત હારિસ બિન અબ્દુલ મુત્તલિબની અવલાદ (અબૂ લહબ પણ ભલે બનૂ હાશિમમાંથી છે, પરંતુ તેને અને તેની અવલાદને આ લાયકાત પ્રાપ્ત નથી). *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૮]*

## પાગલ અને નાસમજ બચ્ચું ઝકાતનું મસ્રફ નથી

પાગલ અને નાસમજ બચ્ચાને ઝકાત આપવાથી ઝકાત અદા નહિ થાય. અલબત્ત, જો તેમના વાલી તેમના તરફથી કબજો મેળવી લે તો ઝકાત દુરુસ્ત થઈ જશે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૯]*

## ઝકાતની અદાયગી માટે માલિક બનાવવું જરૂરી છે

ઝકાતની અદાયગી માટે ફકીરને કાયદાકીય રીતે અને નિયમાનુસાર માલિક અને કબજેદાર બનાવવો શર્ત છે, માલિક બનાવ્યા વગર ઝકાત અદા નહિ થાય.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૮૯, ફતાવા દીનિય્યહ : ૨/૫૩૬]*

## કલ્યાણકારી, જનહિતાર્થી અને સાર્વજનિક કામોમાં ઝકાત લગાવવી જાઇઝ નથી

સાર્વજનિક કામો જેમ કે માર્ગો, પુલો, પાણીની ટાંકીઓ અને દવાખાનાઓના બાંધકામમાં ઝકાતના ફંડનો ઉપયોગ નાજાઈઝ છે. આ જગાઓ પર ખર્ચ કરવાથી ઝકાત અદા નહિ થાય. જો કોઈ ગરીબ હકદારને ઝકાત આપવામાં આવે અને પછી તે ઉપરોક્ત જગાઓ પર પોતાની ખુશીથી કબજો મેળવ્યા પછી આપે તો ખર્ચ કરવી દુરુસ્ત છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૦, ફતાવા મહમૂદિય્યહ–મેરઠ : ૧૪/૨૩૯, ફતાવા દીનિય્યહ : ૨/૫૪૭]*

## હાફિઝે તરાવીહને હદિયાના રૂપમાં ઝકાત આપવી

જો તરાવીહ પઢાવનાર હાફિઝ સાહેબની હાલત એ પ્રમાણે હોય કે જો તેઓને હદિયાના નામથી ઝકાત આપવામાં ન આવે તો પણ તરાવીહ પઢાવવાનું ચાલુ જ રાખે તો મજકૂર સૂરતથી તેઓને ઝકાત આપી શકાય છે અને જો આ પ્રમાણે ઝકાત ન આપવામાં આવે તો તરાવીહ પઢાવવાનું બંધ કરી દે તો મજકૂર સૂરતથી ઝકાત આપવી જાઈઝ નથી, કારણ કે પગાર પેટે ઝકાત આપ્યા સમાન લેખાશે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૪૫]*

## અજાણતામાં-ભૂલથી નાનીને ઝકાત આપી દીધી

પોતાની ગરીબ નાનીને પણ ઝકાત આપવી જાઈઝ નથી અને મસ્અલાથી અજાણ હોવાની હાલતમાં કોઈ આલિમથી

મસ્અલહ પૂછયા વગર ફકત પોતાની સમજથી પોતાનાં ગરીબ સગાં નાનીને ઝકાત આપી તો તે ઝકાત અદા થઈ નથી. ફરીથી કોઈ ગરીબ હકદારને પોતાના માલની ઝકાત આપવી જરૂરી છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૪૫]*

## બિદઅતી અકીદા ધરાવનાર સફીરોને ઝકાત આપવી

બિદઅતી અકીદા ધરાવનારને ઝકાત આપવા બાબત ફતાવા મહમૂદિય્યહમાં નીચે મુજબ લખ્યું છે : "ઝકાત દીનદારને આપવામાં આવે, જેમ કે ફિકહની કિતાબોમાં લખ્યું છે : જે વ્યક્તિ અથવા જમાઅત મદ્રસહઅ હક અને અહલે હક્કની મુખાલફત (વિરોધ) કરે, તેઓને કાફિર કહે અને આ પ્રકારની પ્રવૃત્તિઓમાં લાગેલા રહે તો તેને ઝકાત આપવામાં ન આવે. એવાઓને ઝકાત આપવી હક્કની મુખાલફતમાં સહકાર આપવા બરાબર છે."

*[ફતાવા મહમૂદિય્યહ : ૨૨/૩૦૯, મહમૂદુલ ફતાવા : ૨/૭૨]*

## દારૂડિયાને ઝકાત આપવી કેવી છે ?

સદકાત અને ખયરાત નેક લોકોને આપવા અફઝલ છે, જેમ કે વારિદ છે : તમારું ખાણું નેક લોકો ખાય.

પરંતુ ગુનેહગાર અને દારૂના વ્યસનીને જો તે ફકીર–ગરીબ છે તો ઝકાત આપવાથી ઝકાત અદા થઈ જશે, ભલે બેહતર આ છે કે નેક ફકીરને આપવામાં આવે. *[ફતાવા દારુલ ઉલૂમ : ૬/૨૩૫]*

અલબત્ત, જો આનું સંપૂર્ણ યકીન હોય કે તે દારૂ પીવામાં ઝકાતની રકમ ખર્ચ કરશે તો તેને ઝકાત દેવી દુરુસ્ત નથી. કુર્આને કરીમમાં છે : "**વલા તઆવનૂ અલલ્ ઈષ્મિ વલ્ ઉદ્વાન**–(પારહ : ૬), પરંતુ જો એવું ગુમાન હોય કે તેને ઝકાત આપવાથી તે તવબા કરી લેશે તો દુરુસ્ત છે." –મુહમ્મદસઈદ

## કમાતો ન હોય તેને ઝકાત આપવી

જો કોઈની પાસે એટલી પૂંજી ન હોય કે જેના પર ઝકાત વાજિબ થઈ શકે, તો તેને ઝકાત આપવી જાઈઝ છે, પરંતુ તેણે પોતાની મહેનતથી કમાવવું જોઈએ.

*[આપકે મસાઈલ ઔર ઉનકા હલ–જદીદ : ૫/૧૫૯]*

## જેમનાં ઘરોમાં ટી.વી. અને વી.સી.આર. હોય તેમને ઝકાત આપવી

જે લોકોના ઘરોમાં ટી.વી. અને વી.સી.આર..જેવા ગુનાહિત સાધનો હોય તેઓને ઝકાત ન આપવી જોઈએ.

*[આપકે મસાઈલ ઔર ઉનકા હલ–જદીદ : ૫/૧૬૬]*

## જુગાર રમનારને ઝકાત આપવી

જો કોઈના વિશે એવો ખતરો અને ભય હોય કે તે ઝકાતની રકમથી જુગાર રમશે, તો તેને ઝકાત આપવી મકરૂહ છે અને ગુનાહના કામમાં મદદ કરવા સમાન છે, માટે એવી સૂરતમાં તે

ઘરની ઔરતો અને બચ્ચાંઓને આપવામાં આવે કે જે ગરીબ હોય, કારણ કે લોકો પોતાની જરૂરતમાં ઝકાતની રકમનો સદુપયોગ કરે અને દુરૂપયોગથી બચી શકે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૧૧]*

## શીઅહને ઝકાત આપવી

શીઅહ લોકોના અકીદહ બરાબર હોતા નથી, માટે તેઓને ઝકાત આપવી દુરુસ્ત નથી. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૨૩]*

## કર્ઝના નામથી આપેલી ઝકાત પરત ન લેવાય

જે રકમ ઝકાતની નિય્યત કરી કર્ઝના નામથી આપવામાં આવી તે રકમ નિય્યત મુજબ ઝકાતની ગણાશે અને ગરીબ તેનો માલિક બની જશે, માટે તે પરત કરવા આવે તો પાછી લેવી જાઈઝ નથી અને તેની પાસેથી પાછી લઈ કોઈ બીજાને આપવી પણ જાઈઝ નથી, કારણ કે તે રકમ ગરીબની માલિકીની બની ચૂકી છે, એટલે તે પરત કરે તો તેને કહી દેવામાં આવે કે એ રકમ તમારી માલિકીની છે અને તમને માલિકી ધોરણે જ આપવામાં આવી હતી. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૪૬]*

## ઝકાતની રકમથી પગાર આપવો

ઝકાતની રકમ પગાર તરીકે મુદર્રિસ યા ઈમામને આપવી જાઈઝ નથી. હા, જો તે ગરીબ હોય અને મદદ તરીકે આપવામાં આવે તો વાંધો નથી. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૭૮]*

## સ્કૂલના શિક્ષણ માટે

ઘણા બધા ગામડાં અને શહેરોમાં મુસ્લિમ એજ્યુકેશનના નામે સંસ્થાઓ ચાલતી હોય છે, જેમાં વિવિધ ધોરણમાં ભણતા ગરીબ–માલદાર મુસ્લિમ અને ગેરમુસ્લિમ બાળકોને ટયૂશન આપવામાં આવે છે અને આ ટયૂશન પેટે બાળકો પાસેથી કોઈ જ ફી લેવાતી નથી અને ટયૂશન આપતા શિક્ષકોને પગાર આપીને રોકવામાં આવે છે, તો આ બાબતે શરઈ હુકમ જાણી લેવો જોઈએ કે ઝકાતના હકદાર મુસ્લિમ બાળકો જે નાબાલિગ હોય તો તેમના વાલીઓની સંમતિથી અને મુસ્લિમ ગરીબ બાલિગ બાળકોની સંમતિથી ટયૂશનનો પગાર ઝકાત ફંડમાંથી આપી શકાય છે. બેહતર શકલ આ છે કે, ગરીબ, માલદાર, મુસ્લિમ, ગેરમુસ્લિમ દરેક બાળક માટે ટયૂશનની ફીસ નક્કી કરવામાં આવે અને ગરીબ મુસ્લિમ નાબાલિગના વાલી તથા ગરીબ મુસ્લિમ બાલિગ બાળ કોને ફીસ ભરવા ઝકાતની રકમ આપવામાં આવે, કારણ કે ઝકાતની અદાયગીમાં કોઈ શંકા ન રહે.

માલદાર બાળકો અને ગેર મુસ્લિમ બાળકોને ટયૂશન ફીસ માટે ઝકાતની રકમ આપવી અથવા તેમના વાલીઓ કે બાલિગ બાળકોની સંમતિથી ટયૂશન શિક્ષકનો પગાર ઝકાતની રકમથી આપવો અથવા તેમને ઝકાત ફંડમાંથી વાર્ષિક ઈનામો કે નોટબૂકો આપવી બિલકુલ જાઈઝ નથી. જો તેમને ઝકાતની રકમથી ઉપરોકત

વસ્તુઓ આપવામાં આવશે, તો ઝકાત આપનાર માલદારોની ઝકાત અદા નહિ થાય અને વ્યવસ્થાપકો ગુનેહગાર પણ થશે.

ઉપર મુજબ ગરીબ મુસ્લિમ બાળકો માટે જરૂરત પ્રમાણે મુસ્લિમ એજ્યુકેશનના નામે ચાલતી સંસ્થાઓ ઝકાતની રકમ લઈ શકે છે અને મુસ્લિમ માલદાર તથા ગેર મુસ્લિમ બાળકો માટે સંસ્થાએ ઝકાત લેવી અને વાપરવી જાઈઝ નથી. પછી શા માટે આપણી (કે દુન્યવી એજ્યુકેશન જે એક જરૂરત છે તેમાં વળી બીજાઓના ખાતર) પોતાની દુનિયા–આખિરતને બરબાદ કરીએ. સમજદાર દીનદાર વ્યક્તિઓ આ બાબતે દૂર, ઘણે દૂર રહે છે.

*[મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૪૪–૨૪૬]*

## સંસ્થાએ બાંધકામ માટે ઝકાત ફંડમાંથી કર્ઝરૂપે વાપરવા

અંજુમન જેવી સંસ્થામાં લોકો અનેક પ્રકારની રકમો આપે છે અને તેના વ્યવસ્થાપકોને તે રકમોની યથાયોગ્ય વ્યવસ્થા કરવાની સત્તા અને અખત્યાર હોય છે અને તેના આધારે ઝકાત ફંડની રકમ બીજા ફંડ માટે, *દા. ત.* બાંધકામ ફંડ માટે કર્ઝ લેવું જાઈઝ છે. બાંધકામ માટે લિલ્લાહ રકમ મળ્યા પછી ઝકાત ફંડમાં તેમાંથી કર્ઝ લીધેલી રકમ જમા કરવી જરૂરી છે અને વર્ષ પૂરું થતાં પહેલાં ઝકાત ફંડની રકમ યોગ્ય સ્થળે વપરાય જાય એ બેહતર છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૧૧]*

## શૈક્ષણિક મકાન માટે ઝકાત જાઇઝ નથી

શૈક્ષણિક કે ગેર શૈક્ષણિક, દુન્યવી કે દીની કોઈ પણ સંસ્થાના મકાનના બાંધકામમાં ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી. ઝકાતની રકમ ઝકાતની હકદાર વ્યક્તિઓને માલિકી ધોરણે આપવી જરૂરી છે, અહિંયા સુધી કે જો કોઈ એવી વ્યક્તિની જરૂરતમાં ખર્ચ કરવામાં આવે કે જે વ્યક્તિ માલિક બનવાને લાયક નથી તો પણ ઝકાત અદા નહિ થાય, જેમ કે કોઈ ગરીબ મય્યિતના કફન–દફનમાં કોઈ માણસે ઝકાતની રકમ ખર્ચ કરી તો ખર્ચ કરનારની ઝકાત અદા નહિ થાય,કારણ કે મૃત વ્યક્તિ કોઈ માલની માલિક બનવાને પાત્ર નથી, બલકે જે માલ તેની માલિકીમાં હોય છે તે પણ તેની માલિકીમાંથી નીકળીને હયાત વારસદારોની માલિકીમાં ચાલ્યો જાય છે, માટે કોઈ સંસ્થાના મકાનના બાંધકામમાં ઝકાતની રકમ આપવાથી ઝકાત આપનારની ઝકાત અદા નહિ થાય અને જો અજ્ઞાનતાના કારણે પાછલાં વર્ષોની જેટલી રકમ બાંધકામમાં આપવામાં આવી હોય તેટલી રકમ ફરીથી ઝકાત પેટે ઝકાતના હકદારોને આપવી જરૂરી છે.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૦૨–૨૦૩]*

## ઝકાતની રકમથી મસ્જિદનું કમ્પાઉન્ડ તેમજ સંડાસ બનાવવું

ઝકાત આપનારની ઝકાત અદા થવા માટે ઝકાત લેનારનું માલિક થવું શર્ત છે અને મસ્જિદ માલિક થઈ શકતી નથી, જેથી

ઝકાતની રકમથી મસ્જિદનું કમ્પાઉન્ડ બનાવવું દુરુસ્ત નથી તેમજ પેશાબખાનું વગેરે બનાવવું પણ દુરુસ્ત નથી.

*[ફતાવા દીનિય્યહ : ૨/૫૬૦]*

## સફીર ઝકાતની રકમ સફર ખર્ચમાં વાપરે

મદ્રસાના સફીર પોતાનો માસિક પગાર (ચંદાનું કામ કરવાના મહિનાનો પગાર) મુહતમિમની મંજૂરીથી ઝકાતની રકમમાંથી લઈ શકે છે અને પોતાના પગારની રકમ સફર ખર્ચમાં વાપરી પાછળથી મદ્રસામાંથી વસૂલ કરી લે અને ઝકાતની રકમ મુહતમિમની મંજૂરીથી સફર ખર્ચ માટે કર્ઝ પેટે પણ લઈ શકે છે અને પછી ઝકાતના હિસાબમાં જમા કરી લેવામાં આવે.

*[કિફાયતુલ મુફતી : ૪/૨૬૯]*

સફીર ઝકાતનો હકદાર હોવાના આધારે પગાર ઉપરાંત ઝકાતની રકમનો પોતે માલિક બની જાય એ દુરુસ્ત નથી, કારણ કે સફીર ગરીબ તલબા માટે ઝકાત વસૂલ કરવાનો વકીલ છે, એટલે ઝકાતની રકમ પોતે માલિક બનીને લઈ શકતો નથી.

*[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૨૨–૨૨૩]*

## ઝકાતના માલથી મય્યિતનો કફન- દફન ખર્ચ

મય્યિતના કફન–દફનમાં ડાયરેકટ ઝકાતનો રૂપિયો લગાડવો જાઈઝ નથી (અલબત્ત, જો સખત જરૂરત હોય તો કોઈ ગરીબ હકદારને ઝકાતની રકમ આપવામાં આવે, પછી તે પોતાના

તરફથી કફન–દફનમાં લગાવે તો આવું કરવું દુરુસ્ત રહેશે).

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૦]*

## મય્યિતનું કર્ઝ-દેવું ઝકાત દ્વારા ચૂકવવું

ઝકાત અને વ્યાજની રકમથી મરનારનું દેવું અદા કરવું જાઈઝ નથી. જો અદા કરવામાં આવશે તો ઝકાત અદા નહિ થાય, કેમ કે તેમાં માલિક બનાવવાની શરત પૂરી થતી નથી (મૃત વ્યક્તિ માલિક બની શકતી નથી અને ઝકાતની અદાયગી માટે માલિક બનાવવું જરૂરી છે).

મરનારે પોતાની માલિકીની એટલી મિલકત ન છોડી હોય કે તેનું પૂરેપુરું દેવું ભરપાઈ થઈ શકે, તો બાકી પડતા કર્ઝની અદા કરવાની જવાબદારી તેના વારસદારોની નથી. તેઓ સ્વેચ્છાએ અદા કરવા માંગે તો અદા કરી શકે છે અને કોઈ બીજી વ્યકિત પણ લિલ્લાહ રકમથી મર્હૂમનું કર્ઝ ચૂકતે કરવા ઈચ્છે તો પણ અદા કરી શકે છે.

અલબત્ત, જો કોઈ ગરીબ હકદારને ઝકાતની રકમ આપવામાં આવે, પછી તે પોતાની તરફથી ચૂકતે કરે તો એવું કરવું દુરુસ્ત ગણાશે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૧૪, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૧]*

## ઝકાતના માલથી ફકીરોની દા'વત

જો હકદાર ફકીરોને એક જગ્યાએ બેસાડી ખાણું ખવડાવવામાં આવે તો તેનાથી ઝકાત અદા નહિ થાય. તેમને ખાણાના માલિક બનાવવા જરૂરી છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૧, ફતાવા દીનિય્યહ : ૨/૫૧૯]*

## ઝકાતમાં ફકીરને હંગામી (અસ્થાયી) ધોરણે મકાન આપવું

ફકીરને મકાન એક મુદત રહેવા માટે આપ્યું અને તેના ભાડામાં ઝકાતની નિય્યત કરી, તો તેનાથી ઝકાત અદા નહિ થાય.
*[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૧]*

## સાર્વજનિક હૉસ્પિટલોમાં ઝકાતની રકમ ખર્ચ કરવી

હૉસ્પિટલોના બાંધકામમાં ઝકાતની રકમ લગાડવી જાઈઝ નથી. અલબત્ત, ઝકાતની રકમથી દવાઓ ખરીદવી અને હકદારોને આપવી દુરુસ્ત છે, પરંતુ ગેર હકદાર લોકોને ઝકાતફંડ દ્વારા ખરીદેલી દવાઓ આપવાથી ઝકાત અદા નહિ થાય. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૧–૧૯૨]*

## મસ્જિદ યા મદ્રસાના મુકદ્દમા માટે ઝકાત ખર્ચ કરવી

ઝકાતનો રૂપિયો મસ્જિદ અથવા મદ્રસાના મુકદ્દમા (કેસ–કૉર્ટકાર્યવાહી)માં ડાયરેકટ ખર્ચ કરવો જાઈઝ નથી. આ હેતુ માટે ઈમ્દાદી ફંડ પ્રાપ્ત કરવો જોઈએ. હા, જો અતિ સખત જરૂરત હોય તો ઝકાતનો રૂપિયો કોઈ ગરીબ વ્યક્તિને આપવામાં આવે, પછી તે પોતાના તરફથી મસ્જિદ યા મદ્રસાના મુકદ્દમામાં લગાવે.
*[ફતાવા મહમૂદિય્યહ–મીરઠ : ૧૪/૨૪૧, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૨]*

## મદ્રસાઓમાં ઝકાત આપવામાં બમણો સવાબ

મદ્રસાઓમાં ઝકાત આપવામાં બમણો સવાબ મળશે. એક

ઝકાતની અદાયગીનો અને બીજો ઈલ્મના પ્રચાર–પ્રસાર અને દીનની સુરક્ષાનો. *[અહકામે ઝકાત : ૪૪, ફતાવા દારુલ ઉલૂમ : ૬/૨૧૮, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૨]*

## માલિક બનાવવું અને માલિક બનાવવાનો હીલો

ઝકાત અદા થવા માટે ગરીબ હકદારને માલિક બનાવવો શર્ત છે અને જ્યાં માલિક બનાવવામાં નહિ આવે (દા.ત. બાંધકામ અથવા લોકકલ્યાણ–જનહિતનાં કામો) ત્યાં ઝકાતની અદાયગી દુરુસ્ત થતી નથી. અસલ મસ્અલહ આ જ છે, પરંતુ ફુકહાએ કિરામ (ધર્મશાસ્ત્રીઓ)એ જરૂરતના અવસર પર માલિક બનાવવાના હીલાની ગુંજાઈશ આપી છે.

***ચેતવણી :*** અહીં આ યાદ રાખવું જોઈએ કે, હીલો અસલ અને મૂળ કાનૂનનો દરજો ધરાવતા નથી, બલકે સાચી–યથાર્થ જરૂરતની પરિપૂર્ણતા અને કાનૂનની સીમાઓની સુરક્ષા માટે હીલો અપનાવવાની ઈજાઝત મજબૂરીના દરજામાં આપવામાં આવી છે અને હીલાના વિશે બુનિયાદી કાનૂન અને સિદ્ધાંત આ છે કે, શરીઅતની મરજીને પૂરી કરવા માટે હીલો કરવામાં આવે તો કરાહત વગર તેની ગુંજાઈશ હોય છે અને જો શરીઅતની મરજી અને હેતુઓને નાપસંદ કરી અને નામંજૂર કરી હીલો કરવામાં આવે તો એવો હીલો સખત મકરૂહ–અપ્રસન્ન હોય છે, *દા. ત.* કોઈ વ્યક્તિ પોતાના ઉપર ઝકાતને વાજિબ ન થવા માટે હીલો

કરે તો તેની ઈજાઝત નથી. અલબત્ત, દીની જરૂરતની પરિપૂર્ણતા ખાતર હીલો કરવામાં આવે જ્યારે કે તેના સિવાય બીજો કોઈ વિકલ્પ જ ન હોય તો તે કરાહત વગર દુરુસ્ત છે. *દા. ત.* કોઈ જગાએ દીની પડતીના કારણે મુસ્લિમ વસતિનો દીન (ઈસ્લામ) ખતરામાં હોય અને ઝકાત સિવાય બીજા કોઈ ઈમ્દાદી ફંડથી ત્યાં દીની તા'લીમની વ્યવસ્થા કાયમ કરવી મુશ્કેલ હોય, તો આ પ્રકારની સખત જરૂરતના મોકાઓ પર માલિક બનાવવાના હીલાની ગુંજાઈશ છે અને જ્યાં હીલા વગર જરૂરત પૂરી થઈ જતી હોય તો ત્યાં માલિક બનાવવાનો હીલો જાઈઝ નથી. *[કિફાયતુલ મુફતી : ૪/૨૮૫]*

આજકાલ માલિક બનાવવાના હીલામાં બહુ લાપરવાહી–બેદરકારી વર્તાઈ રહી છે અને સામાન્ય રૂપે હીલાને જ કાનૂનનો દરજ્જો આપી દેવામાં આવ્યો છે, એટલા માટે ઝકાતના ફંડને નિઃસંકોચ અને ખચકાયા વગર માલિક બનાવવાના હીલા પછી ગેર મસારિફ (અનુચિત, અવૈધ અને પ્રતિબંધિત ઝકાતનાં વ્યય–સ્થાનો)માં ખર્ચ કરવામાં આવે છે અને આ ગફલત અને બે એહતિયાતીનો કોઈ એહસાસ સુદ્ધાં નથી થતો, જો કે આ સમસ્યા અતિશય ગંભીર છે. સપડાયેલ વ્યક્તિએ પોતાના અને અલ્લાહ તઆલાના દરમિયાન નિષ્ઠાપૂર્વક ફેંસલો કરવો જોઈએ કે શું ખરેખર, માલિક બનાવવાના હીલાની જરૂરત છે યા નહિ ? જો દિલ સંતોષ અનુભવતું હોય તો તેના પર પગલાં લે–અમલ કરે, નહિતર તેનાથી બચવું અત્યંત જરૂરી છે.

*[મુસ્તફાદ મહમૂદુલ ફતાવા : ૩/૪૮–૫૬, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૨–૧૯૪]*

## માલિક બનાવવાના હીલાની અમુક સૂરતો-રીતભાતો

(૧) ફકીરને ઝકાતના માલનો સંપૂર્ણ માલિક બનાવી આપવામાં આવે, પછી તેને કહેવામાં આવે કે ફલાણી જગા પર ખર્ચની જરૂરત છે, તમે પોતાના તરફથી ત્યાં ખર્ચ કરી દો, જો તે ખુશી–ખુશી તે જગાએ ખર્ચ કરી આપે તો તેને આ અમલનો સવાબ મળશે અને ઝકાત દેનારાની ઝકાત અદા થઈ જશે.

(૨) ફકીરને કહેવામાં આવે કે તું પોતાની રીતે કર્ઝ લઈને ફલાણી જરૂરતમાં ખર્ચ કરી આપ અને ખર્ચ કર્યા પછી ફકીરના કર્ઝની અદાયગી ઝકાતની રકમથી કરી આપવામાં આવે, તો આવી સૂરતમાં નિઃશંકપણે ઝકાત અદા થઈ જશે.

(૩) મદ્રસાનો જેટલો માસિક ખર્ચ રસોડા, તા'લીમ, મુદર્રિસોના પગાર સહિત થાય છે તેને તલબાની સંખ્યા પર ડિવાઈડ કરી જે હિસ્સામાં આવે તેટલી રકમ હરેક તાલિબે ઈલ્મ પર ફીસ રૂપે નિયત કરવામાં આવે અને દરેક મહિને ફીસની માત્રા મુજબ વઝીફા રૂપે તાલિબે ઈલ્મને આપીને ખર્ચ કરવી જાઈઝ લેખાશે. *[ફતાવા રહીમિય્યહ : ૫/૧૫૦, ફતાવા મહમૂદિય્યહ–મેરઠ : ૯/૬૦૩, મહમૂદુલ ફતાવા : ૨/૪૭, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૪]*

ઉપરોક્ત બાબતને અનુરૂપ પીરો–મુર્શિદ હઝરત મવ. મુફ્તી અહમદ સા. ખાનપૂરી (દા.બ.) "ઝકાતની રકમથી મદ્રસા માટે રૂમો બનાવવાની એક સૂરત" હેડિંગ હેઠળ લખે છે કે,... એક જાઈઝ

સૂરત આ છે કે ઝકાતની હકદાર વ્યકિત બે રૂમ બની શકે એટલી રકમ કોઈકની પાસેથી કરજ લઈ મદ્રસામાં લિલ્લાહ રૂમ બનાવવા માટે આપી દે. ત્યાર પછી ઝકાત આપનાર ભાઈ પોતાની ઝકાતની રકમમાંથી એટલી મિકદાર (પ્રમાણ) તે ઝકાતના હકદારને આપશે તો એમાં કોઈ બાધ નથી. *[મહમૂદુલ ફતાવા–ગુજરાતી : ૨/૬૯]*

તદુપરાંત, ફકીહે ગુજરાત ઉસ્તાઝી હઝરત મવ. મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી (રહ.) "ઝકાતની અદાયગી અને સહીહ હીલો" હેડિંગ હેઠળ આ બાબતે બહુ સરસ અને સચોટ વાત લખે છે કે, .....ઝકાતની અદાયગી માટે ઝકાત આપનારે અથવા તેના વકીલે (નાયબે) ઝકાતના હકદાર સાથે ઝકાતની રકમ કોઈ જગ્યાએ આપવાની શર્ત ઠરાવ્યા વગર તેને માલિકી ધોરણે ઝકાતની રકમ આપવી જરૂરી છે, ઝકાતનો હકદાર પણ એમ સમજતો હોય કે આ રકમ મને માલિકી ધોરણે મળી રહી છે, એટલા માટે જ ફુકહાએ કિરામે લખ્યું છે કે ઝકાતનો હીલો કરવા પ્રથમ ઝકાતના હકદારને માલિકી ધોરણે રકમ આપવામાં આવે અને તેના કબજામાં પહોંચી ગયા પછી તેને તરગીબ–પ્રેરણા અપાવવામાં આવે કે ફલાણી સંસ્થામાં બાંધકામ ખર્ચની જરૂરત છે, જો તમે પોતાના તરફથી લિલ્લાહ રકમ આપવા ચાહો તો આપી શકો છો. તરગીબ પછી તે હકદાર બધી અથવા અમુક રકમ સ્વેચ્છાએ આપે તો તે બાંધકામના ખર્ચ માટે લઈ શકાય છે. જો આ પ્રમાણે સાફ સાફ હીલો થાય તો તે દુરુસ્ત છે અને ઝકાત અદા

થઈ જશે અથવા કોઈ ગરીબ હકદારને કહેવામાં આવે કે, ફલાણી સંસ્થામાં બાંધકામમાં લિલ્લાહ રકમની જરૂરત છે, તું કોઈ સાહિબે માલ પાસેથી કર્ઝ લઈને પોતાના તરફથી લિલ્લાહ રકમ બાંધકામ માટે આપ, અમે તારું આ કર્ઝ ચૂકતે થાય તે માટેની ફિકર અને સહાય કરીશું. તે ગરીબ વ્યક્તિ આ વાતચીત મુજબ જ્યારે કર્ઝ લઈ સંસ્થાને લિલ્લાહ રકમ આપશે, ત્યાર પછી તેને કર્ઝ ચૂકવવા ઝકાતની રકમ માલિકી ધોરણે આપી તે પોતાનું કર્ઝ ચૂકતે કરશે તો આ હીલાની આ સૂરત પણ દુરુસ્ત અને જાઈઝ છે.

ઉપરોક્ત સહીહ તરીકા મુજબ હીલો કરનારી સંસ્થાને અથવા તેના સફીરને ઝકાતની રકમ આપવી જાઈઝ છે અને ઝકાત આપનારની ઝકાત અદા થઈ જશે.

*[મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૬૦ થી ૧૬૨]*

## મકતબ અને સ્કૂલ માટે ઝકાતનો હીલો

આ વિશે ગુજરાતના ભૂતપૂર્વ અને સુપ્રસિદ્ધ મુફતી હઝરત મવ. મુફતી ઈસ્માઈલ સાહેબ ભડકોદ્રવી (રહ.) ઘણી જ ઉમદા વાત એક સવાલના જવાબમાં લખે છે : "જે ગામના રહેવાસીઓ આર્થિક રીતે સુખી હોય, જ્યાંના રહીશોનો મોટો ભાગ–વર્ગ શરઈ દૃષ્ટિએ માલદાર હોવાથી ઝકાત આપનાર હોય (જેમ કે આજકાલના વધુ પડતા ગામડાં/શહેરોની પરિસ્થિતિ છે–મુહમ્મદસઈદ) તેવા ગામના સ્થાનિક મકતબ, મદ્રસહ અને ટ્રસ્ટ સંચાલિત ખાનગી

શાળાના સંચાલન ખર્ચ માટે ઝકાતની રકમનો ઉપયોગ ન કરવો જોઈએ, બલકે લિલ્લાહ ફંડનો ચંદો કરી તા'લીમી અને તા'મીરી જરૂરતો પૂરી કરવી જોઈએ.

અલબત્ત, ગામના મદ્રસાની અને શાળામાં પઢતા અને ભણતા મુસ્લિમ ગરીબ બાળકો જે ઝકાતના હકદાર હોય તેમની તા'લીમી જરૂરતો માટે પૂરતી હોય એટલી જ ઝકાતની રકમ ટ્રસ્ટ સ્વીકારી શકે છે અને ઝકાત આપનાર ભાઈઓની ઝકાત અદા થઈ જાય એ રીતે ગરીબ મુસ્લિમ બાળકો માટે ખર્ચ કરી શકાય છે. આર્થિક રીતે શક્તિશાળી હોય એવા ગામ/શહેરના ગરીબ–માલદાર રહેવાસીઓનાં બાળકોની તા'લીમી વ્યવસ્થા માટે ઝકાતની રકમ હીલો કરીને વાપરવી એ ઈસ્લામી તા'લીમ અને ગયરત (શરમ)ને અનુરૂપ અને શોભનીય નથી.'' *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૨૪૪]*

સુબ્હાનલ્લાહ ! હઝરતેવાલાએ કેટલી સરસ અને સુંદર વાત લખી છે, જે હર કોઈના ગળે ઊતરી જાય. અલ્લાહ તઆલા આપણા મુસ્લિમ સંચાલકોને ઉક્ત વાત પર અમલ કરવાની તૌફીક બખ્શે. તદુપરાંત, ઝકાતની રકમનો ગમે તેમ મારી–મચડીને અતિશય અને સખત જરૂરત ન હોવા છતાં હીલો કરવાથી બચવાની તૌફીક નસીબ કરે, *આમીન !* —મુહમ્મદ સઈદ

## મદ્રસાના મુહતમિમ કોના વકીલ છે ?

અસલમાં મદ્રસાના મુહતમિમ ચંદા દેનારાઓના વકીલ

છે કે તેઓ ચંદાની રકમ મસારિફ (ઝકાતનાં વ્યયસ્થાનો)માં ખર્ચ કરે, પરંતુ અમુક અકાબિરે (મહાનુભાવોએ) મુહતમિમને અમુક ખાસ મસાઈલમાં અમુક અંશે મદ્રસાના તલબાના વકીલ પણ માન્યા છે, આ જ કારણસર ઝકાતની રકમ મુહતમિમના કબજામાં આવતાં જ દેનારાઓની ઝકાતની અદાયગીનું કથન વ્યક્ત કર્યું છે.

*[મુસ્તફાદ તઝકિરતુર્રશીદ : ૧૬૪–૧૬૫, ઈમ્દાદુલ ફતાવા : ૩/૩૧૬, ફતાવા મહમૂદિય્યહ–મેરઠ : ૧૪/૨૭૫–૨૭૬, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૫]*

## જે મદ્રસામાં ઝકાતનો મસ્રફ ન હોય તેમાં ઝકાત ખર્ચ કરવી

જે મદ્રસહ અથવા મકતબમાં ઝકાત ખર્ચ કરવાની જગ્યા તત્કાળમાં મૌજૂદ ન હોય તે મદ્રસહ માટે ઝકાતની રકમને ચંદામાં એકઠી કરવી જાઈઝ નથી. *[ફતાવા મહમૂદિય્યહ–મેરઠ : ૧૪/૨૭૫–૨૯૭, કિતાબુલ મસાઈલ : ૨/૧૯૫]*

## કર્ઝદારના કર્ઝને માફ કરવાથી ઝકાત અદા નહિ થાય

કર્ઝદારને કર્ઝથી મુક્ત કરવાથી ઝકાત અદા નહિ થાય. અલબત્ત, જો કોઈએ કર્ઝદારને ઝકાતની રકમ આપી, પછી તેનાથી પોતાનું કર્ઝ વસૂલ કર્યું તો આ દુરુસ્ત છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૫]*

## ઝકાતની રકમ હજમાં લગાડવી

કોઈ વ્યકિત પોતાની જાતી ઝકાતની રકમ ખુદ પોતાની ફર્ઝ હજ અથવા નફલમાં ખર્ચ કરી શકતો નથી, તેનાથી તેની ઝકાત અદા નહિ થાય. અલબત્ત, કોઈ ગરીબ હકદાર વ્યકિતને ઝકાતની રકમ અદા કરી અને તે તેનાથી હજ માટે ગયો તો તેની ઈજાઝત છે.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૬]*

## ઝકાતની રકમથી કોઇને હજ કરવા માટે મોકલવાની વિવિધ શકલો

(૧) જે વ્યક્તિ પર હજ ફર્ઝ નથી અને તે વ્યકિત કોઈ માલદાર સમક્ષ પોતાની હજની તમન્ના દર્શાવી કહે કે, આપ મને ઝકાતની એટલી રકમ આપો જેના વડે હજ થઈ જાય. સ્પષ્ટ છે કે આ વ્યકિત ઉપર હજ ફર્ઝ નથી, એટલે તેના માટે નફલ હજ ખાતર સવાલ કરવો દુરુસ્ત નથી, કારણ કે સખત જરૂરત વગર સવાલ માટે હાથ લંબાવવો મકરૂહ છે અને માત્ર કોઈ મુસ્તહબને પ્રાપ્ત કરવા ખાતર મકરૂહનું આચરણ કરવું દુરુસ્ત નથી.

(૨) જે વ્યક્તિ પર હજ ફર્ઝ નથી તેણે કોઈ માલદાર સમક્ષ પોતાને હજ કરવાની ઈચ્છા જાહેર કરી, પણ રકમની માંગણી કરી નથી, પરંતુ કોઈ માલદાર તેની અંદરની પરિસ્થિતિથી વાકેફ થઈ ઝકાતની એટલી રકમ આપી જેના વડે તે હજ કરી શકે. જાહેર છે કે આપણા દેશથી હજમાં જવા માટે એક મોટી રકમની જરૂરત

હોય છે, જે ચોક્કસ રૂપે એટલા પ્રમાણમાં થઈ જાય છે જેના માલિક બનવા ઉપર તે વ્યકિત ઝકાતની હકદાર ન રહેતા તેના ઉપર જ ઝકાત ફર્ઝ થઈ જાય છે અને ઝકાત બાબત ફુકહાએ મસ્અલહ લખ્યો છે કે, ઝકાતના હકદારને ઝકાતની એટલી રકમ આપવી જેના માલિક બનવા પર તે પોતે સાહિબે નિસાબ બની તેના ઉપર ઝકાત ફર્ઝ થઈ જાય, મકરૂહ છે. માટે એટલી રકમ આપવી દુરુસ્ત નથી. આ હુકમ તો ત્યારે છે જ્યારે કે એક સાથે આટલી મોટી રકમ આપી હોય અને જો એ રકમ તે હકદારને ટુકડે ટુકડે આપી, જ્યાં સુધી એ રકમ હાથમાં ગયા પછી તે નિસાબનો માલિક બન્યો નથી ત્યાં સુધી તો માલદારની ઝકાત અદા થયેલી ગણાશે અને ત્યાર પછી કિંવા તેની માલિકીમાં નિસાબ જેટલી રકમ આવી ગયા પછી માલદાર ઝકાત રૂપે જે કાંઈ આપશે તો તેની ઝકાત અદા થશે નહિ.

(૩) કોઈ વ્યક્તિ જેની પાસે માલ ન હોવાને લઈ તેના ઉપર હજ ફર્ઝ તો ન હતી, પરંતુ હજ વધુ પડતી તમન્ના અને અભિલાષાને લઈ અલ્લાહ તઆલાની ઝાત પર સંપૂર્ણ વિશ્વાસ રાખી કે તે માલિક મારું કર્ઝ અદા કરાવી દેશે, કર્ઝ લઈ પોતે જ હજ કરી આવ્યો, હવે તેના આ કર્ઝની અદાયગી માટે કોઈ માલદાર વ્યકિત ઝકાતની રકમ આપે જે એટલા પ્રમાણમાં હોય કે જેનાથી એનું કર્ઝ ચૂકતે થઈ જાય તો આ સૂરત નિઃશંક દુરુસ્ત અને સહીહ છે.

(૪) કોઈ વ્યક્તિ ઉપર કોઈક સમયે હજ પૂરતો માલ હોવાને લઈ હજ ફર્ઝ હતી, પરંતુ તેણે ગફલતના કારણે હજ ન કરી અને તે માણસ પાછળથી માલ હાથમાંથી નીકળી જવાને લઈ મુફલિસ–કંગાળ બની ગયો. શરઈ રૂએ મુફલિસ બની જવા છતાં તેના ઉપર ફર્ઝ થયેલ હજની અદાયગી જરૂરી અને ફર્ઝ છે. જો આવી વ્યક્તિ પોતાની આ કર્ઝની અદાયગી તેમજ ગુનાહથી બહાર નીકળવા માટે કોઈના સમક્ષ પોતાની ઈચ્છા જાહેર કરે તો તેની ગુંજાઈશ છે, કારણ કે તેના હકમાં હજ ફર્ઝ છે અને આવા માણસને પોતાની ફર્ઝ હજ અદા કરવા માટે જરૂરત મુજબ ઝકાતની રકમ આપી શકાય છે.

*[કિતાબુલ ફતાવા : ૩/૨૯૮–૨૯૯, અહસનુલ ફતાવા : ૪/૩૦૪, ફતાવા મહમૂદિય્યહ–મીરઠ : ૧૩/૯૪, મહમૂદુલ ફતાવા : ૨/૬૬– ગુજરાતી]*

## ઝકાતની રકમ અલગ કરી મૃત્યુ પામ્યો

કોઈ માણસે ઝકાતની નિય્યતથી ઝકાતની રકમ અલગ કરી અથવા વકીલ (નાયબ)ને આપી દીધી અને અદા કરતાં પહેલાં મૃત્યુ પામ્યો, તો જો મય્યિતે તેની વસિય્યત પણ કરી હોય તો એ રકમને ઝકાતમાં આપવામાં આવશે, શર્ત એ કે કુલ છોડેલ મિલકતની એક તૃતીયાંશથી વધારે ન હોય અને જો વસિય્યત કરી ન હતી, તો વારસામાં છોડેલ મિલકતમાં ગણતરી કરી વારસદારોમાં વહેંચાશે.

તદુપરાંત, ઝકાતની જે રકમ નાયબને આપી છે તે ફકીર–ગરીબના સ્થાન પર નિયુક્ત થયેલ નથી અને ઝકાત કાઢનારના

મરણથી તે પદભ્રષ્ટ થયેલ (એટલે કે નાયબના પદ પરથી ઉતારી મૂકેલ) ગણાશે, એટલા માટે તેને એ રકમને ઝકાતમાં ખર્ચ કરવાનો પાવર બાકી રહેશે નહિ. *[અહસનુલ ફતાવા : ૪/૨૬૫]*

## પાછલાં વર્ષોની ઝકાત અદા કરવાની રીત

જો કોઈ માણસે અમુક વર્ષોથી (*દા. ત.* ત્રણ વરસથી) ઝકાત કાઢી નથી અને હવે તે પાછલાં વર્ષોની ઝકાત કાઢવા માંગે છે તો તેની રીત આ છે કે, પહેલા વર્ષની ઝકાતને બાદ કરી પછી જે રકમ વધી–બચી છે તેમાંથી બીજા વરસની ઝકાત કાઢે, પછી જે રકમ બાકી બચેલ છે તેમાંથી ત્રીજા વરસની ઝકાત કાઢે.

*[અહસનુલ ફતાવા : ૪/૨૬૪, ૨૬૫, ઈમ્દાદુલ ફતાવા : ૨/૩૪]*

## માલ વધુ સમજી વધુ ઝકાત કાઢી નાખી તો...

કોઈ માણસે માલનો હિસાબ લગાવ્યો, ત્યાર પછી ઝકાત અદા કરી, પછી ફરીવાર હિસાબ લગાવ્યો તો માલ ઓછો નીકળ્યો, તો વધુ નીકળેલી ઝકાતને આવતા વરસની ઝકાતમાં ગણતરી કરવી દુરુસ્ત છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૬]*

ઉસ્તાઝુલ અસાતિઝહ હઝ. મવ. મુફતી ઈસ્માઈલ સા. ભડકોદ્રવી (રહ.) લખે છે : "વર્ષના અંતમાં પોતાની ઝકાતપાત્ર મૂડીનો હિસાબ કરતી વખતે જેટલી રકમ અથવા જેટલો માલ–સામાન અગાઉથી ઝકાત પેટે આપી ચૂકયા હોય તો તે ઉધારમાં

ગણવામાં આવશે, જમામાં નહિ ગણાય અને અગાઉ ઝકાત અંદાજે કાઢવાથી હિસાબ કરતી વખતે માલૂમ પડે કે ઝકાત વાજિબ પ્રમાણેથી વધારે અદા થઈ છે, તો તે વધારાની રકમ આવતા વર્ષની ઝકાતના હિસાબમાં મજરે લઈ શકાય છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૫૧]*

## ઝકાત એક શહેરથી બીજા શહેરમાં મોકલવી

બેહતર આ છે કે દરેક શહેરવાસીઓ પોતાની ઝકાત પોતાના શહેરના ફકીરો–ગરીબો અને હકદારો ઉપર ખર્ચ કરે, પરંતુ જો બીજી જગ્યાએ લોકો વધુ હકદાર હોય તો બીજી જગ્યાએ ઝકાતની રકમ મોકલવામાં કોઈ વાંધો નથી. દા. ત. ઘણાં બધાં સગાં–સંબંધીઓ બીજા શહેરમાં રહેતા હોય યા એવા મદ્રસાઓ જે પછાત અને આર્થિક રીતે નબળા ઈલાકાઓમાં હોય જ્યાં મદદ કરવી દીનની સ્થિરતા અને મજબૂતી માટે જરૂરી છે તો ત્યાં ફકત ઝકાતનું ફંડ મોકલવું ન કેવળ જાઈઝ છે, બલકે વધુ સવાબનું નિમિત્ત છે. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૬, ફતાવા દીનિય્યહ : ૨/૫૫૩]*

## ઝકાતની રકમ ચોરી થઇ ગઇ

જો ઝકાતની રકમ અલગ કરી રાખી મૂકી હતી અને તે ચોરી થઈ ગઈ અથવા બીજી કોઈ રીતે બરબાદ થઈ ગઈ, તો ઝકાત અદા નથી થઈ. ફરીવાર અદા કરવામાં આવે, એટલા માટે કે મસ્રફ પર ખર્ચ નથી થઈ અને માલિક બનાવવાની શર્ત પૂરી થઈ નથી.

*[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૭, ફતાવા રહીમિય્યહ : ૪/૬૦૧]*

***નોટ*** : બીજી વાર ખોવાયેલી રકમની બાદબાકી કરી હિસાબ લગાડશે.

—મુહમ્મદસઈદ

## વકીલથી ઝકાતની અમુક રકમ ખોવાઇ ગઇ તો...

જો કોઈ માલદારે કોઈને ઝકાતનું ફંડ વહેંચવા માટે આપ્યું અને વકીલ તરફથી હિફાઝતમાં કોઇ પણ જાતની કોતાહી ન થવા છતાં ઝકાતની રકમ કોઈ કારણસર ખોવાઈ ગઈ, તો તેના પર ઝમાન (બદલો) વાજિબ નથી. માત્ર અસલ માલિકને જાણ કરી આપે કે આ પ્રમાણે બન્યું છે, જેથી એટલી રકમની ઝકાત બાકી હોવાનું માલૂમ થાય અને જો વકીલની લાપરવાહીથી આ પ્રમાણે બન્યું છે તો વકીલ પર ઝમાન વાજિબ છે. આ સૂરતમાં પણ વકીલને જાણ કરી તેની ફરીવારથી રજા લઈ વકીલ ઝકાત વહેંચશે તો ઝકાત અદા થઈ જશે. *[મહમૂદુલ ફતાવા–ગુજરાતી : ૨/ ૭૨]*

***નોટ*** : વકીલ પર ઝમાન વાજિબ થવાની શકલમાં જો તે રજા વગર અદા કરશે તો ઝકાત અદા નહિ થાય. —મુહમ્મદસઈદ

## રમઝાનમાં ઝકાત અદા ન કરી શકાય તો...

કોઈ માણસ નાવાકેફ અથવા મજબૂરીના કારણે રમઝાનુલ મુબારકમાં ઝકાત અદા ન કરી શક્યો તો માફ યા રદ નહિ થાય, બલકે રમઝાનુલ મુબારક પછી તેની અદાયગી જરૂરી છે, નહિતર ગુનેહગાર થશે. *[ફતાવા રહીમિય્યહ–કામિલ : ૪/૬૦૭]*

## રમઝાનમાં ઝકાત અદા કરવાનો સવાબ

રમઝાનુલ મુબારકમાં દરેક ફર્ઝ ઈબાદતનો સવાબ સિત્તેર ગણો થઈ જાય છે, એટલા માટે રમઝાનમાં ઝકાત આપવામાં ઈન્શા અલ્લાહુ તઆલા સિત્તેર ગણો સવાબ મળવાની ઉમ્મીદ છે, પરંતુ તેનો આ મતલબ નથી કે, બધી જ ઝકાત રમઝાનમાં કાઢી નાખવી જોઈએ અને રમઝાન સિવાયના મહિનાઓમાં ફકીરોની જરૂરતોનો ખ્યાલ ન રાખવામાં આવે, બલકે જરૂરત મુજબ અને મસ્લિહત મુજબ ખર્ચ કરવાનો પ્રબંધ કરવો જોઈએ. *[કિતાબુલ મસાઈલ : ૨/૧૯૭]*

## રિપૉર્ટમાં નામો છપાવવા એ રિયાકારી નથી

ખરેખર, ઝકાત—સદકહ અને લિલ્લાહની અદાયગીમાં રિયાકારી અને પોતાની નામના માટે દેખાડો કરવો નાજાઈઝ અને હરામ છે. કુર્આન અને હદીસ શરીફમાં રિયાકારીની સખત બુરાઈ બયાન કરવામાં આવી છે. કુર્આન શરીફમાં છે : ''રિયાકારી મુનાફિકની ખસલત—આદત છે અને રિયાકારીથી સદકહ બરબાદ થઈ જાય છે.''

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, ત્રણ માણસોથી અલ્લાહ તઆલા મુહબ્બત કરે છે. એક તે માણસ જે રાત્રે ઊઠીને કિતાબુલ્લાહની તિલાવત કરે અને બીજો તે માણસ જે જમણા હાથથી એ પ્રમાણે સદકહ આપે કે ડાબા હાથથી પણ છુપાવે અને ત્રીજો તે માણસ જે કોઈ લશ્કરમાં

હોય અને તેના સાથીઓનો પરાજય થાય, પરંતુ એ માણસ દુશ્મનનો સામનો કરે.

હઝરત અબૂ બક્ર (રદિ.)એ પોતાનો બધો માલ છુપાવીને અલ્લાહ તઆલાની રાહમાં આપ્યો હતો અને હઝરત ઉમર (રદિ.)એ પોતાનો અડધો માલ જાહેરમાં અલ્લાહ તઆલાની રાહમાં પેશ ફરમાવ્યો હતો.

જો ઝકાત ન આપવાના આક્ષેપથી બચવા માટે અથવા પોતાને જોઈ બીજાઓને ઝકાત અદા કરવાની પ્રેરણા મળે તે હેતુથી ઝકાત જાહેરમાં આપવી પણ જાઈઝ છે, બલકે આવી સૂરતમાં જાહેર કરવી અફઝલ અને બેહતર છે. *[મઆરિફુલ કુર્આન : ૧/૬૪૨]*

રહી વાત મદ્રસાઓના વાર્ષિક રિપૉર્ટમાં ઝકાત આપનારના નામ સાથે પ્રગટ કરવાની તો એ વિશે એ હકીકત પણ ધ્યાનમાં રાખવી યોગ્ય છે કે, મજકૂર નામ અને રકમ મોટા ભાગે ઝકાત આપનાર ભાઈઓની સૂચના અને કહેવાથી નથી પ્રગટ કરવામાં આવતાં, બલકે મદ્રસાઓના વ્યવસ્થાપકો હિસાબી વ્યવસ્થાની સફાઈ અને સરળતાના હેતુથી ઝકાત આપનાર ભાઈઓના કહયા વગર પ્રગટ કરે છે. કેમ કે ઝકાત આપનાર ભાઈ જો ચાહે તો રિપૉર્ટનો અભ્યાસ કરી એ વાતની તહકીક (તપાસ) કરી સંતોષ મેળવી શકે છે કે, પોતાના સ્થળ ઉપર રહી કોઈ વ્યક્તિ દ્વારા મોકલાવેલી અથવા રૂબરૂ આપેલી રકમ મદ્રસાના હિસાબ–

કિતાબમાં શામિલ કરવામાં આવી છે અને તે યોગ્ય જગ્યાએ ખર્ચ કરવામાં આવી છે, માટે પોતાની ઝકાતની અદાયગીમાં અથવા અન્ય મદદની રકમમાં કોઈ ભૂલચૂક થઈ નથી. વળી, દરેક વાચક ભાઈ રિપૉર્ટની પૂરી નામાવલિને વાંચે અને દરેક નામવાળી વ્યક્તિને તે ઓળખે એ પણ જરૂરી નથી.

ખુલાસો એ કે વાર્ષિક રિપૉર્ટમાં ઝકાત આપનાર ભાઈઓનાં નામ અને રકમ પ્રગટ થવાથી એમ માની લેવું યોગ્ય અને દુરુસ્ત નથી કે આ ઝકાતની અદાયગી રિયાકારી અને દેખાડા માટે કરવામાં આવી છે અને ઝકાતના ખરા હકદારોને વંચિત રાખવામાં આવ્યા છે. *[ઝુબ્દતુલ ફતાવા : ૪/૧૯૧ થી ૧૯૩]*

# સમાપ્ત



# સંદર્ભગ્રંથો

(૧) કુર્આને કરીમ
(૨) રૂહુલ મઆની–ભાગ : ૪
(૩) ગુજરાતી તર્જુમો અને તફસીર–ભાગ : ૧
(૪) મઆરિફુલ કુર્આન–ભાગ : ૧
(૫) અબૂ દાવૂદ શરીફ
(૬) બુખારી શરીફ
(૭) તિરમિઝી શરીફ
(૮) જમ્ઉલ ફવાઈદ–ભાગ : ૧
(૯) દાર કુત્ની
(૧૦) અલ મુત્તજિરુર્રાબિહ
(૧૧) મુસ્નદે અહમદ
(૧૨) મુસ્લિમ શરીફ
(૧૩) મિશ્કાત શરીફ
(૧૪) ઈઝાહુલ મસાઈલ
(૧૫) ઈમ્દાદુલ ફતાવા–ભાગ : ૨, ૩
(૧૬) આપકે મસાઈલ ઔર ઉન્કા હલ–ભાગ : ૫
(૧૭) અનવારે મનાસિક
(૧૮) અહકામે ઝકાત
(૧૯) અહસનુલ ફતાવા–ભાગ : ૪
(૨૦) અલ બહરુર્રાઈક–ભાગ : ૨

(૨૧) તબ્યીનુલ હકાઈક–ભાગ : ૨
(૨૨) તકરીરાતે રાફિઈ–ભાગ :૩
(૨૩) તઝકિરર્તુરશીદ
(૨૪) જવાહિરુલ ફિકહ–ભાગ : ૧
(૨૫) ઝુબ્દતુલ ફતાવા, ગુજરાતી–ભાગ : ૪
(૨૬) શામી–ભાગ : ૩
(૨૭) ફતાવા મહમૂદિય્યહ, મીરઠ–ભાગ : ૧૩, ૧૪ અને
(૨૮) ફતાવા મહમૂદિય્યહ, ડાભેલ–ભાગ : ૯
(૨૯) ફતાવા દીનિય્યહ, ગુજરાતી–ભાગ : ૨
(૩૦) ફતાવા રહીમિય્યહ–ભાગ : ૫
(૩૧) ફતાવા અલ કવસર
(૩૨) ફતાવા ઉસ્માની–ભાગ : ૨
(૩૩) ફતાવા દારુલ ઉલૂમ–ભાગ : ૬
(૩૪) ફતાવા હક્કાનિય્યહ–ભાગ : ૩
(૩૫) કિફાયતુલ મુફતી–ભાગ : ૪
(૩૬) કિતાબુલ મસાઈલ–ભાગ : ૨
(૩૭) કિતાબુલ ફતાવા–ભાગ : ૩
(૩૮) મર્ગૂબુલ ફતાવા–ભાગ : ૩
(૩૯) મહમૂદુલ ફતાવા, ગુજરાતી–ભાગ : ૨
(૪૦) મુહક્કક વ મુદલ્લલ જદીદ મસાઈલ
(૪૧) મસાઈલે બેહિશ્તી ઝેવર
(૪૨) નએ મસાઈલ ઓર ઉલમાએ હિંદકે ફેસલે

